શ્રી પરમાત્માયે નમઃ

# સુરસેન-રસીકા

## પંચાંકી નાટક.

રચિ છપાવી પ્રસિદ્ધ કર્તા,


મ્હેતા ડાહ્યાભાઇ છોટાલાલ,

મુ. ધોળકા.





આવૃત્તિ ૧ લી. નકલ. ૧૦૦૦.

સને ૧૯૦૬ સને ૧૯૬૨

અમદાવાદ

ધી " ચીમનલાલ " પ્રીન્ટીંગ પ્રેસ.


કીંમત રૂ. ૦-૮-૦

# મુખ્ય પાત્રો,

---

## પુરૂષ વર્ગ.

**કાંન્તિશેન**...ચંદ્રાવતી નગરીનો રાજા.
**સુરશેન**......કાંન્તિશેનનો નાનો પુત્ર.
**કનકશેન**......કાંન્તિશેનનો મોટો પુત્ર.
**રમણશેન**.....રસિકાનો બાપ.
**આનંદશેન**...કમળાનો બાપ.
**રત્નો**.........રાજ્યરાત એ સિવાય.
**પુષ્પશેન**....સુંદરનો પતિ, કનકનો મિત્ર.

## સ્ત્રી વર્ગ.

**વિલાસ**......કાંન્તિશેનની જુની રાણી.
**તારામતી**...કાંન્તિશેનની નવી રાણી.
**સુંદર**--......કાંન્તિશેનની પુત્રી.
**રસીકા**......સુરસેનની રાણી.
**કમળા**......કનકશેનની રાણી.
**પ્રભાવતી**....તારાની મુખ્ય દાસી.
**વિમળા**......કમળાની મા.

પ્રધાન, છડીદાર, સેનાપતી, દાસીઓ, રાક્ષસ, વાઢી, જોગી, વારાંગનાઓ વિગેરે.

---

# અર્પણ પત્રિકા.

ગીતી વૃત.

**કર્તા**—પુસ્તક પ્રિતે અરપુ, જગકર્તાના કોમળ ચરણના માંય.
જન્મ જેણે આપ્યો, દયા ધરી આ દુનિયામાં આંય.

મરાઠી સાખી.

**કર્તા**—માફી માગુ વિવેકી વાંચક, ખોડ કોઇ માં દેશો.
જેને જેવો જડે તેવો, સાર સોધીને લે શો.
સુજ્ઞ વાંચક બંધુ જે, વિનંતી મારી છે તેહ.

---

# પ્રસ્તાવના.

પ્રથમ શ્રી જગદીશ્વરને નમન કરી એક લઘુ પુસ્તક કે જેનું નામ "**સુરસેન-રસિકા**" રાખવામાં આવ્યુ છે. તે આર્યભુમીના સુજ્ઞ બંધુઓની શેવામાં રજુ કરૂંછું. આ સંસાર ચક્રમાં રહી માણસને ગ્રસ્થામ ચલાવો પડે છે. તેમાં વખતો વખત મનુષ્ય શરીરને સુખ દુઃખનાં [illegible] આવી પડે છે. તેમાં હિંમત અને ધૈર્યતાથી [illegible] સુધારી સંકટનો વખત સાચવી લેવા, રાજા, રંક અને શ્રીમંત સર્વેને જરૂર પડે છે. તેના દાખલા તરીકે આએહુબ ...નઠ આ પુસ્તમાં બરાબર રીતે દરશાવેલ છે. આ પુસ્ત-
...પિતા સાથે પુત્રનો, મીત્ર સાથે મીત્રનો, માતુ સાથે પુ-

ત્રનો, સ્ત્રી સાથે પુરૂષનો તથા ભાઇ સાથે બ્હેનનો વિગેરે નજીકનાં સગાંના અરસ, પરસના પ્રેમનો આબેહુબ ચિતાર દર્શાવવામાં આવ્યો છે. સંસારમાં સર્વ સંબંધના માણસોથી સ્નેહ રાખી પોતાનો કાળ વ્યતીત કરવો તેમાં ઇશ્વર સાયંકુળ થઇ સુખ આપે છે, તે પુસ્તકનું અવલોકન થવાથી જણાશે. સર્વ વર્ગના માણસો આ પુસ્તક ખરીદી શકે તેવા હોવાથી કિંમત જુજ રાખવામાં આવી છે. આ પુસ્તક દીલ દઇ ઇંતેજારીથી બનાવવામાં આવ્યું છે, તોપણ સુજ્ઞજનોને કાંઈ ખામી માલુમ પડે તો દરગુજર કરી સુધારીને વાંચી લેવા કર્તાની વિનંતી છે.

## ઇશ્વર સ્તુતિ દોહરા.

કર્તા— નમું નમું જગદીશને, જે ઠરવાનું ઠામ.
નિરગુણ રહિત સદાશિવ, નારાયણ સુધનામ.
એવા પ્રભુને આશરે, રાખી મનની હામ.
રહીએ સુખી આ લોકમાં, અંતે ઠરવા ઠામ.
કરૂં વિનતી વિનયથી, રાખી મન વિશ્વાસ.
સ્વયંભુ શિરોમણી, પુરો મનની આશ.
જગત જુગતે જેણે રચ્યું, તેના પાલણ હાર.
ગ્રંથ કર્તાની વિનંતી, નમી નમી વારવાર.

લિ.

કર્તા.

# સુરસેન-રસીકા

## પંચાંકી નાટક.

### અંક પહેલો

**સુત્રધાર**--

આરાધુ રૂડો ખેલ, ભોળા શંભુ આરાધુ રૂડો ખેલ
હર્પિત આજે, અતી છે મુજ મન, કરૂણા રસ અતિ મેલ--ભો.
ખેલ ભજવું હું પુર્ણ પ્રિતીથી, વિધ્ન સરવ તું ઠેલ. ભોળા.
રંગ ભૂમી આહા ! સુંદર દીસે શું, રસની રેલમ છેલ. ભોળા.

આહા ! સર્વે સભા જનોનાં મન મારા તરફ આકર્ષાએલાં જોઈ હું ઘણો ખુશી થઉં છું; પરંતુ હજુ સુધી પ્રિયા કેમ ન આવી !

**નટી**--(હાથ જોડી પ્રવેશ કરી)--પ્રાણનાથની શેવામાં હાજર છું પરંતુ પ્રિતમ, આપ કેટલા દિવસ થયાં લોકપ્રિય સુરસેન અને રસિકા નામનો ખેલ ભજવી બતાવવાનું કહ્યાં કરો છો તેને માટે આપનો શું વિચાર છે?

**સુત્રધાર**--પ્રિયા ખાસ તેટલા માટેજ મેં અત્યારે તને યાદ કરી હતી, પરંતુ પ્રિયા ખેલારંભે એકાદ ઇશ્વર સ્તુતીનું ગાયન થાવા દીઓ.

**નટી**--જેવી પ્રાણેશની આજ્ઞા.

**શું નટવર વસંત થેઈ થેઈ નાચી રહયો--એ રાહ**

કાન મધુરસી મોરલી, બજાવી રહ્યો;
બજાવી રહયો, સુર મચાવી રહયો--કાન. ટેક.

## સાખી

વશ થઈ વ્રજની વીનતા, ભૂલી સુધને સાન;
મળવા થઈ રહી આતુરી, બહુ જ બની બેભાન
ફુલી ફુલી હશે ઘેલી બાળા બનીને,
રોમ રોમમાં અનંગ ખુબ માંહ્ય રહ્યો-કાન.
કાજળ સેંથે સારીયાં, અવળાં પહેર્યાં ચીર;
બાળકને તરછોડીઆં, ઢોળી નાંખ્યાં નીર.

હળી મળીને સહુ સાથ, જમુના ચાલી રે,
મળવા સુંદીર સ્યામ, હીંમત ધાલીરે.
પહોંચી પ્રેમદા પ્રિતથી, પુરષોત્તમની પાસ;
સનમુખ સહુ ઉભી રહી, પુરણ કરવા આશ.
હર્ષથી મળીઆ, પ્રાણ પ્રિતમ ત્રીકમ રાજ,
આજ આનંદ ઓચ્છવ અતિ છાઈ રહ્યો-કાન.

**સુત્રધાર**—પ્રિયા હવે હું જાઉં છું, અને તું પણ સત્વર જઇ સર્વે પાત્ર જનને તૈયાર થવા તાકીદ આપ.

**નટી**—જેવી સ્વામીનાથની આજ્ઞા. ( જાય છે )

### સ્થળ-રંગ મંડપ.

**સર્વે પાત્રો**— કલ્યાણ (૩)

જય જય શંકરા, વિભુ મહા મહેશ્વરા.
કાપો પાપ માહરાં, હે પ્રભુ ત્વરા.
છીએ અમે બાળક તમારાં, શર્ણે આવ્યાં આ.
પાપ ટાળી, પ્રિતે અમ કેરાં, ખુશી જલ્દી થા-જય.
સુરસેન-રસિકા, નાટક ભજવવા, છે અંતર ઉમંગ
તેમાં તમારી સાહ્ય માગીએ, કરશો માં મનભંગ-જય,
રસીકા રસની ખાણ ભરેલી, સુરસેન સુરનો પુર.
તેહ તણું નાટક ભજવતાં, આણંદ નવ માય ઉર-જય.

## સ્થળ-ચંદ્રાવતી નગરીમાં કાન્તિસેનની કચેરી.

### કચેરી ભરાયાબાદ.

**કાંન્તિસેન** - ગીતી. (૪)

સુણો પ્રધાનજી મ્હારા, રાજ્ય વ્યવસ્થા ચાલે છે કેવી;
પ્રજા સુખી કે દુઃખી, વાત કહો મુને જેવી હોય તેવી.

**પ્રધાન**-( ઉભા થઇ નમન કરી ) (૫)

નારીના કટાક્ષ પાસ પુરૂષ છે ગુલામ-એ રાગ.

મહારાજ આપ રાજ્યમાં નથી કાંઈ ખામી,
પ્રજા સહુ ખુશી થાય, ન્યાય અદલ પામી-મહારાજ-ટેક.
વિદ્યાશાળામાં વિદ્યાર્થી, વિદ્યા અભ્યાસ કરે.
લુચ્ચાઓ લુચ્ચાઇ કરી ધન, કોઇનું નાહરે-મહારાજ
ચોર જુગારી લુચ્ચાઓ, દીસે નહીં કોય.
પ્રજા સહુ ખુશીમાં છે, આનંદ બધે હોય-મહારાજ

**કાંન્તિસેન**-મારા વ્હાલા પ્રધાનજી, હાલમાં ઘેર તબીયત જરા નરમ રહે છે જેથી કરી મારૂં ચિત રાજકાજમાં બીલકુલ રહેતું નથી માટે થોડા દિવસ ઘરે આરામ થાતાં સુધી રાજ્ય-કાજમાં સર્વ ભાર તમારે શિર છે, તમો રાજકાજમાં કુશળ છે તો વિશેશ કહેવું હું દુરસ્ત ધારતો નથી.

**પ્રધાનજી**-મહારાજા આ શેવકની કોઇ દિવસ ભુલ થઇ છે?

**કાંન્તિસેન**-પ્રધાનજી હજુ સુધીતો મારા જાણવામાં નથી આવી અને તમારે પણ-

**સીપાઇ**-(પ્રવેશ કરી)-

મહારાજ, મારી બાઇની તબીયત ઘણી ગભરાય છે, અને આપને યાદ કરે છે માટે સત્વર-

**કાંન્તિસેન**-પ્રભુ આ શું, હવે શું કરવું મને કાંઇ પણ સુજ પડતી નથી.

**પ્રધાન**-મહારાજા, હીંમત હાર્યે કાંઇ વળવાનું નથી, કુદરતી

બનાવ છે તે બન્યે જાય છે, ઇશ્વર મારાં બાઈ સાહેબ નો જલ્દી આરામ કરશે.

**કાંન્તિસેન**-પ્રધાનજી, હું રાણી વાસમાં જાઉં છું, તમે વૈદ્યરાજને ત્યાંથી ઔષધી લઈ જલ્દી આવો (જાય છે, કચેરી બરખાસ્ત)

**પ્રધાન**-જેવી મહારાજની આજ્ઞા.

**સ્થળ-રાણીવાસ**

(વિલાસ રાણી ઘણી આજારી સ્થિતીમાં સય્યા ઉપર સુતીછે, દાસી પવન નાંખે છે.) (થોડી વારે બેઠી થાય છે.)

**કાંન્તિસેન**-(પ્રવેશ કરી)-પ્રિયા ઇશ્વર તને આ ભયંકર વ્યાધિથી જલ્દી આરામ કરશે, પરંતુ આ વખતે એકાએક મને બોલાવાનું શું કારણ હતું,

**વિલાસ**-સ્વામીનાથ, મને આ ક્ષયનો વ્યાધી મટે એ અસંભવીત લાગે છે. અને કદાપી મને આરામ ન થયો તો મારાં સંતાનની શી વલે થશે, તે વિચાર મને વારંવાર આવ્યા કરે છે.

**કાંન્તિસેન**-પ્રિયા ઇમ્પિન ન કરે અને કદી તેમ થાય તો પણ તારે તેમની બીલકુલ ફીકર કરવી નહીં, શું તેઓ તને પ્રિય છે અને મને નહીં હોય, વળી વધારામાં મારા મનનો પણ એજ નિશ્ચય છે જે બીજી વખત લગ્ન નહીંજ કરવું.

**વિલાસ**-સ્વામીનાથ બસ કહેવાનું મારે એજ હતું, પરંતુ આપનું દીલ દુભાય માટે કહી શક્તી નહોતી, પરંતુ આખરે કહ્યા વિના છુટકોજ નથી એમ ધારી આજે મેં આપને તે વાત જણાવી છે, તોતે તસ્દીને માફી માગૂ છું હવે મારી ફીકર મટી

**કાંન્તિસેન**-વાહ પ્રાણવલ્લભા, એમાં તસ્દી શાની, હવે હું શ્રી વિઘ્ન હર્ણેશ્વર મહાદેવ જઈ જલ્દિજ આવું છું.

**વિલાસ**-પધારો સ્વામીનાથ. (જાય છે.)

(થોડા દિવસ પછી વિલાસ મૃત્યુ પામે છે કાંન્તિસેન રાજ્ય

મંડળની ઉસ્કેરણીથી તારા નામની વ્યભિચારી ચાલની
બીજી સ્રી પરણે છે.)
(વિલાસનાં ત્રણ છોકરાં માટે જૂદો મ્હેલ બંધાવી આપે છે.)

**સ્થળ કનકશેનનો મ્હેલ,**

**સુરશેન**- દશા આ શી થઇ મારી-એ રાહ. (૬)
માતુ મારી કયાં ગઇ તું, સુઝે નહીં કાંઇ ગભરાઉં હું

**કનક**- **સાખી**

બંધુ મુજ છાનો રહે, રડીશ નહીં ન કામ,
ડસકાં લઇને રડતું હાય, ધટે નહિં ભઇ આમ.

**સુંદર**-ઘણી મુંઝાઉં હું ભાઇ, મરી જઇશ હું ન માઇ;

**કનક**- ચિંન્તા નવ કર ચિન્ત તું, બ્હેની મારી આજ,
રહેજે અમ સંગે સદા, અમથી રડે શા કાજ.

**સુરશેન**—પ્રભુ હવે આશરો તારો, બચાવો કે ભલે મારે-માતુ.
(કનકસેન બંન્નેને ધીરજ આપે છે, થોડી વારે સૌ
સૌને ઠેકાણે જાય છે.)

**સ્થળ—રાણીવાસમાં રંગ મહેલ.**

**તારા**-દાસી, ગઇ કાલે જે પુરૂષ મેં તને બતાવ્યો હતો તે પુરૂષ તું મને કયારે મેળવી આપીશ, રડયો અમારો તે અવતાર છે મહેલમાંથી જરા બહાર પણ નજવાય, કોઇવાર દેવ દર્શનાર્થે જાએ તોપણ મ્યાનાના પડદા તો બંધજ કરવા પડે, બળ્યો આ રીવાજ તે કોણે કાઢ્યો હશે. તમારે સારૂં છે જે મ્હાય ત્યાં ફરો, અને મન ગમતો સોધી લ્યો, પણ દાસી મારો યાર મને મેળવી આપવો તારા હાથમાં છે.

**પ્રભાવતી**-બાઇસાહેબ તે કાર્ય કાંઇ કઠણ નથી, પરંતુ, મને આ બાબત મહારાજની ઘણી ધાસ્તી લાગે છે, જાણે તો આપણ ત્રણેના જીવ જરૂર જાય માટે-

**તારા**--દાસી, તું આવડી મોટી થઇ પરંતુ સ્રી ચરિ-

ત્રમાં કાચી જણાય છે, પરંતુ હું તો મારી સાથે વિજ્નરી વિદ્યા પણ એટલે સૂધી શીખી છું જે કદાપિ તે પુરૂષ મારી પાસે બેઠેલો હોય અને મહારાજ આવી ચઢે તોપણ તેમને મારા વિષે એવો અંદેશો રજમાત્ર પણ ન થાય. માટે એ બાબતથી તું નિર્ભય રહે, લે આ હીરાનો હાર હું તને ખુશી થઇ ઇનામ તરીકે આપું છું અને તું જલદી જઈ મારા આશકને બોલાવી લાવી મને શાન્તિ પમાડ.

**પ્રભાવતી**--બાઈ સાહેબ ત્યાં જવાની કાંઈ જરૂર નથી, કાલે આપે મને બતાવ્યા તેજ વખતે મેં તેમને આ સર્વ બીનાથી વાકેફ કર્યા છે. અને આજે દસ વાગતા પહેલાં અહીં આવવા જણાવ્યું છે અને તેમણે પણ ખુશીથી તે પ્રમાણે વર્તવા કબુલ કરેલ છે. જુઓ આ સાડા નવ તો બાજ્યા, એતો હમણાં આવ્યા સમજો હો તમે તમારી તૈયારીમાં રહો.

**તારા**--દાસી હું તો તૈયારજ છુનાં, તું ક્યાં નથી જાણતી કે મને નાનપણથીજ એ બાબતમાં ઘણો ઉમંગ હોયછે.

**રત્નો**--(બહારથી બારણું હળવેથી ખખડાવતો) અરે અંદર કોણ છે, બારણું જલદી ખોલો.

**દાસી**--અરે રતનલાલ જરા સબુર પકડો આ આવી. (દાસી બારણું ઉઘાડી બીજા હોલમાં જાય છે.)

(રત્નો અંદર જાય છે, તારા ઉભી થઈ પોતાની પાસેની ખુરશી ઉપર બેસવા વિનંતી કરી પાન સોપારી વિગેરે આપે છે.)

**તારા**--વ્હાલા એટલી બધી ઉતાવળ શાને કરતાહતા બહાર કોઇની ધાસ્તી લાગતી હતી કે શું ?

**રત્નો**--બહાર ધાસ્તી કેમ ન લાગે, તુંજ વિચાર કર કે સિંહના મુખમાં ડોકું મૂક્યું છે કે નહિં ?

**તારા**—હા યાર તેતો ખરી વાત પણ—

(નેપથ્યમાં) આસ્તે કદમ નીઘારખીએ મ્હેરબાન. વિગેરે શબ્દ સંભળાય છે. દાસી એકદમ આવીને,

**પ્રભાવતી**—બાઇ સાહેબ, મહારાજા ખાનગી કચેરીમાં થી ઉઠી આ તરફ આવે છે, મ્હેં આપણી અગાશી ઉપરથી જોયું.

**રત્નો**—( ગભરાઇને ) હા મ્હેં પણ એવું સાંભળ્યું ખરૂં, પણ હવે મારે કેમ કરવું તેનો કાંઇ વિચાર કર્યો. કહે તો મારી મા પણ મને બચાવ.

**તારા**—એમાં તે વળી વિચાર શું કરતો હતો, સારી જગ્યા જોઇને સંતાઇ જાવ એટલે થયું. પણ જરા વિચાર કરીને બોલો.

**રત્નો**—અરે અહીં તો બધે માલૂમ પડે તેમ છે, તું કહેતી હોય તો પેલા પાયખાનામાં જાઉં. લાવ પાણીની લોટી જલ્દી, નહીં તો વળી ધોનીશું.........

**તારા**—એ તો હું સમજી ગઇ, આવો. ( દાસી પાણી લાવે છે તે લઇ જાય છે. )

**કાંન્તિસેન**—પ્રિયા આજ તો ખાનગી કચેરીમાં એક સોદાગર આવ્યો હતો, તે જરીનાં કપડાંનો મોટો વ્હેપારી છે, તેની પાસેથી પ્રધાન, સેનાપતિ તથા કનકસેને પોતાને મન ગમતો માલ ખરી દ્યો, અને મ્હેં પણ તારે માટે આ નવ લક્ષની સાડી તથા મારે માટે આ પાંચ લક્ષનો રૂમાલ ખરીદ્યાં છે તેને તારા કબાટમાં મૂક. પ્રસંગ આવે લઇશું, હાલ તો નિંદ્રા ઘણી આવે છે માટે નિંદ્રાને સ્વાધિન થવા વિચાર છે.

**તારા**—જેવી સ્વામીનાથની આજ્ઞા, તો સુખે નિંદ્રાવશ થાવ, હું આપના કોમળ ચર્ણ ચાંપી કૃતાર્થ થાઉં.

**કાંન્તિસેન**–(સ્વગત) શું પ્રિયાનો મારા ઉપર નિર્મળ પ્રેમ છે! (નિંદ્રાવશ થાય છે, તારા પગ ચંપી કરે છે.)

(રત્નો હળવેથી પાયખાનાનું બારણું હળવેથી ઉઘાડી બહાર આવી તારાને પોતાના હાથની ઈસારત કરી તેની પાસે બોલાવે છે, તારા આસ્તેથી રાજાના પાસેથી ઉઠી રત્ના પાસે જાય છે.)

**તારા**–કેમ અત્યારે વળી શું કામ પડયું. તમારો પ્રેમ મારા ઉપર તો ઘણો જણાય છે કેમકે આવી વખતે પણ મારાથી ક્ષણ પણ અલગા રહી શકતા નથી.

**રત્નો**–ખરે તેમજ છે, પણ તારા ઉપર તો મહારાજાનો પ્રેમ ઘણોજ હોય એમ લાગેછે, વિલાસ ઉપર રાજાનો પ્રેમ હતો તેથી પણ વધારે, પણ મારે એક વાત કહેવી છે, કહું કે નહીં,

**તારા**–કહું કે નહિ શું, અત્યારે તે વિચાર કરવાનો વખત છે? જે હોય તે સુખે કહી દો, તમારાં કરતાં આ શરીર પણ વધારે નથી.

**રત્નો**—તો સાંભળ મારે અને કનકસેનને કેટલાંએક વરસ થયાં સિંહ, શિયાળનો સ્નેહ ચાલ્યો આવે છે, અને મારી ચાલથી પણ તેઓ માહીતગાર છે, માટે મને અહીં આવતાં ઘણી અડચણ પડે છે. હું કાલે પણ આવવાનો હતો પરંતુ તેઓનો મહેલ મારે અહિ આવવાના રસ્તા ઉપરજ છે, માટે કાલે હું ત્રણ વખત આવી ત્યાંથી જ પાછો જતો હતો અને આજે પણ બે વખત ફેરા ખાધા પણ તેઓ તેમની અગાશીના રસ્તા ઉપર આવેલા ઝરૂખે બેશી ઇશ્વર સ્તવન કરતા હતા, અને ત્રીજે વખતે કાંઇ સારા શુકન જોઇને આવેલો કે તે ફરવા ગયા હતા નહીં તો આજ પણ ન અવાત. સમજીને, માટે તું ગમે તેમ કરી તે ત-

એને દેશ નિકાલ કરાવે તો મઝા પડે. પછી આપણને કોઈ વચ્ચે નડે નહિ.

**તારા**—વ્હાલા, મેં તો તમને સર્વસ્વ સોંપેલુંજ છે તો પછી એટલું કરવું તેમાં શું રાજા તો મારી પાસે એક પાળેલા પોપટ માફક છે, પરંતુ તે બિચારા નિર્દોશીને એવું કરતાં મને જરા—

**રત્નો**—એતો હું સમજ્યો, જરા શું બબુચ. ત્યારે જો એ કદાપી અહીં હોય અને હું આવું તો ત્હારાજ પેટનો હોઉં, ચાલ કમાડ ઉઘાડ હું તો આ ચાલ્યો, મારો જીવ જોખમમાં શા માટે નાંખવો.

**તારા**—ના ના પ્રિતમ એતો હું સ્હેજ હસ્તી હતી, મેં તમને, પ્રથમજ કહેલું છે જે તમારાથી મને કોઈ પણ પ્રિય નથી.

હવે તમો નિશ્ચિંત થઇ હતા ત્યાં જઇને મારૂં સ્ત્રી ચરિત્ર જુવો કે કાલ સવારનાં ૮ તેઓ વનવાસ જાય તેવી યુકિત રચું કે નહિં.

**રત્નો**—(સ્વગત) આહા રાજા તો જાણે એનો પાળેલો પોપટ, પણ એતો હવે મારી પાળેલી પોપટી થઇ છે, હવે પેલી નવલખી સાડી અને પાંચ લખો રૂમાલ પણ મારોજ તેના, પ્રસંગ આવે તે પણ લઈશું. ( જાય છે અને તાચખાનાનું બારણું બંધ કરી બધું સાંભળે છે. )

( તારા ઉદાસ ચહેરે રાજાના પગ ચાંપે છે, થોડી વારે રાજા ઉઠે છે. )

**કાન્તિશેન**—પ્રિયા સ્વામી સેવા આવી તે હોય ! હજુ સુધી તને નિંદ્રા પણ ન આવી ! તે તો ઠીક પણ તું અત્યારે આટલી બધી દીલગીર કેમ જણાય છે?

**તારા**—કાંઈ નહીં સ્વામીનાથ, નિંદ્રા તેમને શાની આવે

નિંદ્રા કરૂં કે આપઘાત કરૂં, એ બે વિચાર કરતાં આખી રાત્રી વિતી ગઇ. અને એમાંનું એકે પણ ન થયું.

(રડવા માંડે છે રાજા ચકિત થાય છે.)

**કાન્તિશેન**– દસતન ધનકી કૌન બગાડાઇ એ રાહ (૭)
પ્રાણ પ્રિયા સુણ, શાને તું મારી, કાન્તિ દીસે દીલગીર
કેમ તારી–પ્રાણ.

**તારા**– માફ કરો મહારાજા અમને કહેવામાં કાંઇ સાર
ન તમને–માફ.

**કાન્તિશેન**– સાચી કહે પ્રિયા જલદિ એ વાત,
તુંજને દુભવનારની કરૂં ઘાત સાચી.

પ્રિયા, મારા છતાં તારો આપઘાત કરવાનો વિચાર કરાવનાર કોણ છે, હા... જલદિ કહી દે તે દુષ્ટનો સત્વર નાશ કરૂં.

**તારા**–પ્રાણનાથ જ્યારે આપે એમજ નિશ્ચય કર્યો છે તો સાંભળો, પરંતુ તેમાં, ગુન્હેગારને સખ્ત સજા ન કરશો એ મારી પ્રથમ વિનંતી છે.

તું માંબજ્ઞ સૈયર મારી–એ રાહ (૮)
પ્રાણ પતિ સુણો મમ પ્યારા, આપ અહીં મૂકી રહોછો ન્યારા
કનકસેને કુદ્રષ્ટી કીધી, આજ લાજમારી હોત લીધી
પિયર મોકલો મુને આ વારી પ્રાણ પતિ સુણો–
નહીં તો દૂર કરો અમને અહીંથી તમ રાજ્યની હદ મહીંથી
નહીતો પ્રાણ કાઢીશ આ મારા પ્રાણ પતિ સુણો.

**કાન્તિશેન**–પ્રિયા આતું શું બોલે છે? તને સ્વપ્નતો નથી આવ્યું, કનક તેવો હોયજ નહીં .(વિચાર કરીને) અરે પણ મોટા મોટા રૂષિઓ અને મહાદેવ જેવા દેવ એક ભિલડીને જોઇ મોહ પામ્યા છે, તો સ્ત્રી જાતી કોને મોહ નથી પમાડતી તેમાં પ્રિયાની યુવાવસ્થા છે તો તે પણ ભુલ્યો હોય તેમાં શું નવાઇ! પરંતુ તેને શિક્ષા થાય

ત્યાર પહેલાં તપાસ કરવી જોઇએ જેથી પાછળ પસ્તાવું પડે નહીં.

**તારા**-પ્રિતમ, ત્યારે આપના ધારવા પ્રમાણે તો હું જૂઠું જ બોલતી હઇશ, પુછો આ પ્રભાવતી રહી હું કેમ મરી ન ગઇ પ્રભુ. ( રડે છે )

**પ્રભાવતી**-(સ્વગત )-અરે પ્રભુ આ શું જૂલમ, હે ઇશ્વર હવે તે નિર અપરાધી બાળકોનું રક્ષણ કરનાર તુંજ છે, હું સાચું બોલી નિર અપરાધીને બચાવા જાઉં છું, તો નિમક હરામ કરૂં જૂઠું બોલી બાઇસાહેબના પક્ષમાં જાઉં છું તે નિરઅપરાધી બાળકો માર્યું જાય છે, પરંતુ બાઇ સાહેબના તરફ નહીં બોલું તો એકતો મારી ચાકરી જશે અને તે મને જરૂર કોઇ દીવસ મારી નંખાવશે, માટે મારો પોતાનો બચાવ કરવા જૂઠું બોલવું પડશે. પ્રભુ સત્યને તારનાર તુંજ છે. આવા વખતે મારે જૂઠું બોલવું પડે તો મને માફ કરજે અને છે નીરઅપરાધીનું રક્ષણ કરજે એ મારી તારા પ્રત્યે નમ્ર વિનંતી છે.

**કાંન્તિસેન**-પ્રિયા આમ ગભરાય છે શા માટે, રાજ્યનો મુખ્ય કાયદો એ છે જે ગુન્હેગારનો ગુન્હો તેના ઉપર સાબિત થયા સિવાય તેને શિક્ષા થઇ શકેજ નહિ. મને પ્રભાવતિનો પુર્ણ વિશ્વાસ છે કે આજ સુધી જૂઠું બોલી નથી અને અત્યારે પણ નહિ જ બોલે. પ્રભાવતી આ ભયંકર કેશનું શું પરિણામ આવશે તે ફકત તારા બે બોલ ઉપરજ છે, તો ઇશ્વર સાક્ષિ રાખી ખરૂં હોય તે કહે કે કનકસેને તારી બાઇના ઉપર કુદ્રષ્ટિ કરી તે વાત ખરી છે?

**પ્રભાવતિ**-જી હા.

**કાંન્તિશેન**—બસ બસ હવે મારી ખાત્રી થઇ ચૂકી પ્રિયા હવે તે કેવી રીતે થયું તેજ મને જણાવ પછી તું જો કે આજને આજ તેનું માથુ...

**તારા**—વ્હાલા, એટલો બધો ગુસ્સો કરશો નહિ મ્હેં પ્રથમજ ગુન્હેગારને સખ્ત કેદની સજા નહિ કરવા વિનંતિ કરેલી તે ધ્યાનમાં રાખજો.

(નેપથ્યમાં. **રત્નો** (સ્વગત)—શાબાશ માશુક શાબાશ.)

**કાંન્તિશેન**-પ્રિયા તું કહીશ તે પ્રમાણે સજા કરીશ, હવે તારે જે કાંઇ કહેવાનું હોય તે કહી દે.

**તારા**—(સ્વગત) રાજાને કાન હોય, પણ સાન નહોય. એ કહેવત પ્રમાણે જે મહારાજ હોવાથી કલ્પિત સાચું જાણશેજ,) મહારાજ, ગઇ કાલે હું સ્નાન કરવા બેઠી, તે વખતે કનકસેનનો એક સિપાઈ આવી દાસી પ્રભાવતીને હાથમાં કાગળ આપી એકદમ ગયો, તેમાં એવો ભાવાર્થ હતો જે માંછલું જેમ જળ વિના તરફડે છે તેમ તમારા વિના મારી દશા છે. વિશેષ પત્રનો ઉત્તર જલદી મોકલશો, એવી આશા છે. આ પ્રમાણેનો પત્ર દાસી પાસેથી લઇ મે વાંચ્યો [illegible] મને ક્રોધ ચઢવાથી મેં તુરત તે ફાડી ફેંકી દીધો, શું કઈ હોત તો બતાવત.

**પ્રભાવતિ**-[સ્વગત] હોત તો બતાવતને મુળમાં કાગળજ નહી ત્યાં શું બતાવે, ફાડીને નાંખી દે એવાં કાંઇ તમે કાચાં નથી તો! અહાડે વિદ્યા ભણેલાં છો,

**તારા**-ત્યારબાદ તે સિપાઈનું અપમાન કરી કાઢી મૂકયો ફરી બે કલાક પછી કનકસેન પોતે અહીં આવી દાસી સાથે કહેવરાવ્યું જે તારી બાઇને કહે કે કનકસેન તમને એકાન્તમાં મળવા ઇચ્છે છે પ્રતિ ઉતરમાં મેં દાસી સાથે કહેરાવ્યું કે એતો અમે આપનું ડહાપણ બધું જાણ્યું માનભેર ચાલ્યા જાવ ફરીથી અહીં આવી દાનતથી આવ્યા તો વિપરીત થશે, ત્યાર પછી એટલું કહી દાસીએ દવાર બંધ કર્યા ત્યાર પછી અહીં આવ્યા નથી.

**કાંન્તિશેન**—હા, હા, હવે હું બધું સમજ્યો, તે ગયા બે દિવસથી કચેરીમાં નથી આવતો તેનું કારણ પણ એજ હશે, હવે હું તેને દેહાંન્ત દંડની શિક્ષા કર્યા શિવાય રહેવાનો નથી, પ્રિયા હવે મને તું જલ્દી રજા આપ કારણ કે કચેરીનો સમય પણ થયો છે.

**તારા**-પ્રાણનાથ, એવડું વિપરીત ન કરશો, મ્હેં આપની પાસેથી પ્રથમજ ગુન્હેગારને સખ્ત સજા નહીં કરવા માગી લીધેલું છે તો તેમને દેહાન્ત દંડ નહિ કરતાં દેશ નિકાલની સજા કરશો એવી મારી વિનંતી છે.

**કાંન્તિશેન**-( સ્વગત ) હા , સ્ત્રિઓનાં હૃદય કેવાં કોમળ હોય છે, કે જેણે આવું પાપી કામ કરવા હિંમ્મત ધરી, તેને ફક્ત દેશ નિકાલનીજ સજા કરાવા માગે છે [ પ્રકાશ ] પ્રિયા તારી એવીજ ઇચ્છા છે તો સાંભળ.

ક્ષત્રિ કલંક કેમ લેશેરે એ રાહ, (૯)

સુણ પ્રિયા મારી આવાર, દુષ્ટો એ કૃત્ય આ શું કીધુંરે.
કાઢું ચંદ્રાવતી નગરીથી બ્હાર, કાળજું મારૂં કોરી લીધુંરે.
સુણી વાત આ ઉઠેછે મને ઝાળ, દુષ્ટો એ કૃત્ય આ શું કીધુંરે
હવે નથી એ તો મારો બાળ, કાળજું મારૂં કોરી લીધુંરે,
કેમ કર્યું તેણે આવું કામ, દુષ્ટોએ કૃત્ય આ શું કીધુંરે.
હાયે બોળયું નિજ બાપનું નામ, કાળજું મારૂં કોરી લીધુંરે.

ગીતી. (૧૦)

સુણ પ્રિયા મમ પ્યારી, ચિન્તા ચતુરા નકર કાંઇ એનું,
ચંદ્રાવતી નગરીથી, બ્હાર તેને કઢાવી આવું હું

પ્રિયા હવે મને તું જલ્દિ રજા આપ કે તેને કચેરીમાં બોલાવી હાલને હાલ દેશ નિકાલ કરૂં.

**તારા**-પધારો પ્રાણનાથ, પાછા જલ્દિ આવજો. કારણ કે આપ જાણો છોજ. કે મને ઘડી ભર પણ આપના દરશન વિના

ચેન પડતું નથી.(રાજા જાય છે ) (રત્નો રાણી પાસે આવે છે) ( બંને ભેગાં બેસી નાસ્તો કરતાં કરતાં )

**તારા**–કેમ યાર મને કાંઈ કહેવું પડે તેમ છે, રાજાતો મારા આગળ માંખ બરાબર છે, હું ધારૂં તે કરી શકું ના (પાન પટી લીધા પછી.) લ્યો હવે એકાદ ગાયન થાવાદીઓ

**રત્નો**–વાહ રસીલી, તારામાં તે ખામી હોય? લે હવે સાંભળ ગાયન.

મારા ભાગ્ય તણો નહીં પાર–એ રાગ (૧૧)

હું તો જાતનો હજામ, રતનજી બંદાનું નામ [ ૨ ]
કચેરીમાં સુબા જેવું, માન મારૂં રહે છે,
મહારાજા વિગેરે મુજને, રતનલાલજી કહે છે–હું તો.
બંદાના હવે બહાર થાશે, ભય કો થાશે ભારી.
તારા જેવી નારી મારે, જાઉં વારી વારી–હું તો.
ખુશિથી હવે ખઇશું, પીશું, એશ આરામમાં રહીશું.
કોઈ દિવસ કાંઇ આવી પડી તો, મુંગે મ્હોડે સૈ'શું–હું તો.

પ્રિયા હવે ચાલો શયન ગૃહમાં જઇ આરામ લઇએ.

**તારા**—જેવી વહાલાની આજ્ઞા. ( જાય છે. )

## સ્થળ કચેરી મંડળ

કચેરીમાં કાંન્તિસેન પ્રવેશ કરે છે, દરબાર મંડળ ઉભુ થઇ તેને માન આપે છે. કાંન્તિસેન સિંહાસનપર બેસીને.

**કાંન્તિશેન**—( સ્વગત ) હા ક્રૂર કનક, કાળા કૃત્યનો કરનાર, અરે તારાંવિષે મારા કેવા સારા વિચાર હતા, તારાને કાંઇ સંતાન ન હોવાથી મેં તને થોડી મુદતમાં રાજ્યાભિષેક કરવાનો નિશ્ચય કરેલો. પરંતુ તે તારા નશિબમાંજ કયાંથી. કહેવત છે કે વિનાશકાળે વિપરીત બુધ્ધિ. યાદ રાખ કે હવે હું તારા કેવા હાલ કરૂં છું.

**પ્રધાન**--માહારાજા, અવિનય ક્ષમા કરશો, આપનું મુખાર્વિંદ આજે ઉદાશીત પ્રતિમાં જણાય છે તેનું શું કારણ.

**કાન્તિસેન**--પ્રધાનજી, સ્નેહીનો ધર્મ છે કે, મિત્રજન દિલગીરમાં હોય તેનું કારણ પુછી તેને દીલગીરીમાંથી મુકત કરવાને બનતો પ્રયત્ન કરવો, પરંતુ તેમને જે હશે તે હમણાંજ જણાશે. શિપાઇ કોઈ હાજર છે, જાવ એકદમ કનકસેનને બોલાવી લાવો.

**સિપાઈ**--જેવી આજ્ઞા મહારાજ. ( જાય છે થોડીવારે કનક તથા સુરસેન સાથે આવે છે )

**સુરશેન તથા કનકશેન**--પિતાજી વંદન કરૂછું

**કાન્તિશેન**--દૂર કનક ત્યાંજ ઉભો રહે, બોલ બે દિવસથી કચેરીમાં કેમ આવતો નહોતો તારૂં કપટ મેં બધું જાણ્યું છે માટે હવે છાનું રાખી તારા જીવને જોખમમાં નાખતો મા.

( કનક સ્તબ્ધ બની ઉંડા વિચારમાં પડી નીચું જોઇ ત્યાંજ ઉભો રહે છે )

**સુરશેન**--પિતાશ્રી મોટાભાઈની તબિયત બે દિવસથી બિમાર રેહે છે અને હું પણ તેમની સારવારમાં રેકાઉં છું જેથી અમો બંનેમાંથી એકે પણ અહીઆં બે દિવસ થયાં આવી શકયા નહી.

**કાંન્તિશેન**--સુરસેન ચુપ રહે, તને વચે કોણ ડહાપણ કરાવે છે; કનક જાણતો નહી કે વખતે મારો પ્રેમ આજ સુધી તારા પ્રત્યે હતો તેવો છે, આજ કાલ ત્હેં શું તોફાન મચાવ્યું છે !

**કનક**--( ઘણીજ નમ્રતાથી આશ્ચર્ય સાથે ) પિતાશ્રી

આપ આ શું બોલો છો. ને હું કાંઇ સમજી શકતો નથી અરે તોફાન કેવા પ્રકારનું !

**કાંન્તિશેન**––હા હા દુષ્ટ હું તને સારી રીતે જાણુ છું, ઉપરથી શાણા દેખાઈ અંતઃકરણના નામે તારા જેવા કોઇકિજ હશે ગયે પરમ દિવસે તેં તારા ઉપર ચીઠ્ઠી શાની મોકલી હતી અને તેમાં તુના ઉમેદ થયાથી દાસી સાથે. તારાને કનકસેન એકાન્તમાં મળવાને ઇચ્છેછે. આ સંદેસો કહેવરાવવાનું શું પ્રયોજન હતું મને તે વિષે પુરેપુરી બાબતમી મલી છે.

**સુરશેન**––( કનક પાસે જઇ ) ગયા બે દિવસથી તો મોટા ભાઇની તબીયત બિમાર રહે છે, એટલે તેતો બ્હાર ગયાજ નથી. અને મને પણ બહાર જવાનું કાંઇ કારણ નહોતું, પછી તોફાન તે શેનું થયું વારૂ. આમાં મને કાંઇ સમજણ પડતી નથી.

**કનક**–પિતાશ્રી ગયા બે દિવસથી હું બ્હાર ગયોજ નથી, તેમ છતાં પણ મારા ઉપર આવો આરોપ, તે એટલે સુધી કે મારાં પ્રિય માતુશ્રી તારામતિ ઉપર મારી કુદ્રષ્ટી ! ! ! હર હર શંકર ! ! !

**કાંન્તિશેન**–– ક્ષત્રિલંક કેમલેશેરે એ રાહ. ( ૧૨ )

ફટ ફટ તુને નિમક હરામ, બતાવે શું મુખ મનેરે.
કર્યું નીચ તેંતો દુષ્ટ અતિ કામ, શરમ જરી નાવી તનેરે.
મને લાગે છે, અંતરમાં લાહાય, બતાવે શું મુખ મનેરે.
જાવા દઉં છું જાણી નિજ પુત્ર થાય, શરમ જરી,–ટેક,
હવે રહયો છે જો મુજ નગરી માંહય, બતાવે શું મુખ–
હણીશ દુષ્ટ તને જરૂર હુ ત્યાંય, શરમ જરી નાવે
જલ્દિ ચાલ્યો જા તું જંગલ મોઝાર, બતાવે શું–
ધાર્યું નિજ માતુ સાથે રમવા જાર–શરમ જરી.

રાગ સિતાજીના મહિનાનો. [ ૧૩ ]

**કનક**-પિતા શું રે મૂકો છો, આરોપ વણુ વાંકે મુજ પરે.
 કરો છો શું દિન ઉપર કોપ, નિરદોષી છું ખરે.
**શુરશેન**-બંધું મુઝાવો છો, શાને કાજ, પિતાને દયા નથી.
 નથી પિતાને જરા લાજ, કહું શું મુખે કથી.
 બંધું આવીશ હું **તમ**સંગ, સાથે લઈ જાજો મુને.
 ન કરશો મુજ **હ**રખનો ભંગ, પ્રણામ છે પિતા તુને.
**કનક**—બંધું રહેતું સુખેથી આંહીં કહું શું મુખે કથી,
 દુઃખ પડશે જંગલ માંહીં, ઉપાય મારો ત્યાં નથી.

**સુરશેન**-**હે** વડીલ ભ્રાતા, શું તમે જંગલમાં ભટકો અને હું રંગ મ્હેલમાં રહીશ? શુ તમે ફળ ફૂલ વિણી લાવી અહાર કરશો અને હું પકવાન જમીશ, તે મારાથી કદી નહિજ બને, મને બંધું ભક્તિ કરવાની ઘણી ઉમેદ છે. મને તમારી સાથે આવવાના કહેશો તો હું જરૂર આપઘાત કરવાનોજ

**કાંન્તિશેન**-સુરસેન, ભલે તારે પણ તેની સાથે જવું હોય તો જજે, પણ જાણતો નહિ કે તે પાપીની સાથે. જઈ તું સુખી થઇશ.

**શુરશેન**-પિતાશ્રી મારા નશીબમાં જે સુખ દુઃખ લખાવી લાવ્યો હઇશ, તેથી કોઇથી મિથ્યા થનાર નથીજ.

**કનક**-ભાઇ તારો એવો જ નિશ્ચય હોય તો તું ખુશીથી મારી સાથે આવજે.

રાગ ક્ષત્રિ કલંક કેમ લેશેરે, ( ૧૪ )

સુણો શાણા પિતા આ વાર, જહિદથી અમે ચાલ્યાં જઇએરે;
નથી રહેવામાં અહીં અમને સાર, ભલે અમે તો દુષ્ટ છેએરે
નથી અમારો અહીં અવર ઉપાય, જલદીથી અમે-
નિર્દોષિતને સદા ઇશ્વર, સાહ્ય, ભલે અમે તો-
**શુરશેન**—પિતા કાઢો છો વનમાં નિજ તંન—જલદીથી અમે

પણ યાદ આવશે આખર અમ વચન, ભલે અમે તો.
આ નગરીનું જળ છે હરામ, જલ્દિથી અમે ચાલ્યા.
પ્રિય નગરી છે, છેલ્લા રામ, રામ, ભલે અમે તો

**કાન્તિશેન**–બસ, બસ હવે આ લવારો બંધ કરી એક દમ મારી નજર આગળથી દૂર થાવ. ( બંને ભાઇ જાય છે )

**સ્થળ–રંગ મંડપ.**

( સુંદર પોતાની સખિઓ સાથે દર્શન કરવા તથા ગરબા ગાવા ત્યાં આવે છે. માતાનાં દર્શન કરી બગીચામાં આવીને. )

**સુંદર**–બ્હેન ચાલો એકાદ ગરબો ગાઇએ.

**કુશુમાવળી**–હા બ્હેન ચાલો.

**સુંદર તથા સખી**–

ધીના, ધીમા, ચાલો ને મારા પ્રાણુરે એ રાગ. (૧૫)
ચાલો, ચાલો, સાહેલી સૌ સાથેરે. ( ૨ )
નેપુર ઝમકે, ઠમકે ને જરા ધીમાં ચાલો.
રૂમક, ઝુમક, ઠુમક, તાળી હાથે ચાલો. આજે હાં મ્હાલો.
ઝાલો હાથરે,—ચાલો, ચાલો, સાહેલી.

સાખી.

સૌ સાહેલી સાથમાં, સજ્યા સોળ સણગાર.
પ્રેમ પ્રસંગ ઉમંગમાં, આવી સર્વેનાર.
સૌ સાહેલી, તાળી સાથે લઇ, બ્હેની સાથે ચાલોને સૌ ઉભી રહી.
ઝાલો હાથરેકચાલો, ચાલો, સાહેલી–
નિતી ધર્મની પાળવી, રાખી અંગ ઉમંગ.
શિયળ પણ સૌ સાચવો, રમો સૌ નવરંગ.
ચાલો ચાલોને વાર બ્હેન ઝાઝી થઇ. પ્રવિણ પ્રેમિ નેમીને વાત આવી કહી,

ઝાલો હાથરે ચાલો, ચાલો સાહેલી સૌ સાથરે.
અણુવટ વિંછવા પહેરીયા, ઝાંઝરનો ઝમકાર.
હર્ષથી સરવે મળી, નૌત્તમ નવલીનાર.
પરશેવાના બિંદુ આ બાઝયાં મુખે.
ભોગી ભાર્થારને ભેટવા ચાલો સુખે.
ઝાલો હાથરે, ચાલો, ચાલો, સાહેલા.

**ભાગીરથી**--બ્હેન, હવે ચાલો, મને તો મોડુ થયું તે ઘરે વાટ જોતા હશે.

**સુંદર**—હા બહેન ચાલો. ( જાય છે રસ્તામા ) સુંદર સર્વથી આગળ ચાલે છે. તેવામાં એક નાગ તેના સામેથી પસાર થાય છે. જેથી ચમકીને પાછી હઠી જાઇ.

**સુંદર**--બહેન, આજે મને માનસુકને કેમ થાય છે. હમણાંજ એક નાગરીને આ ગમથી પસાર થઇ આ બાજૂ ગયો જાવ અલી જો.

**વીરમતી**--કાંઇ નહીં બહેન, આપણે તે એવા વ્હેમ રાખતાં હઇશું ?

**સુંદર**—બહેન, આજ ઉપરનાથી, મને બે, ચાર દિવસથી ખરાબ સ્વપનાં આવે છે; તેથી જણાય છે કે કાંઇ આફત આવવાની હશે. હશે. ઇશ્વર કરે તે ખરૂં

( સર્વ સખીઓ પોત પોતાને ઘેર જાય છે. સુંદર પોતાના મ્હેલતરફ જાય છે તેવામાં કનક તથા સુરસેનને દેશવટાના ડ્રેસ પહેરેલા પોતાની તરફ આવતા જોઇ, સુંદર મુર્છાગત થાય છે. બન્ને ભાઇ તેને સાવધ કરે છે. થોડી વારે ભાન આવવાથી ઉભી થાય છે )

**કનક**-કે વ્હાલી બહેન, તું આવી રીતે શા માટે ગભરાઇ છે હોય; સુખ, દુઃખ સૌને માથે ચાલ્યાં જાય છે, માટે તે વાતનુ કાંઇ ઓછું ન લાવીએ.

**શુંદર**--વડીલ બન્ધું, તે ખરૂ પરન્તુ તમો બન્ને મને અહ્રી કોના આધારે મૂકી આમ એકાએક ચાલ્યા જાવ છો;

ભેખરે ઉતારો રાજા ભરથરી એ રાગ. ( ૧૬ )

**કનક**—

જલ્દિ રજા દે તું બેનડી, સમજી ઉર મુજ વાતજી.
કોડ ઉપાયે નહી ટળે, લખિયા લેખ, વિધી માતજી.
રહેજે સુખે સદા બેનડી--ટેક

**સુરશેન**--જલ્દિ રજા દે તું બેનડી, થાએ અમને વારજી.
દિધો દેશવટો, પિતાએ, નથી દુ:ખનો પારજી.
હવે રે જંગલમાં સીધાવિશું,

**સુંદર**–જાવ નહી મૂકી મુજને, માનોને મુજ વાણુજી.
એકલી કદાપિ હું નહી રહું, આપીશ તમને મુજ પ્રાણજી.
સાથે લ્યોને મને સ્નેહથી.

**કનક**–બહેન, ચાલ ત્યારે તારો પણ એજ વિચાર છે તો મારાથી ના કહેવાતી નથી.

**સુંદર**–ભાઇ ચાલ્યો ત્યારે હવે વારશો? હું તો તૈયારજ છું ના? ( જાય છે, )

**સ્થળ કનકશેનનો રંગ મહેલ.**

તારા ખુરશી ઊપર બેઠેલી છે તેવામાં કનકસેન પ્રવેશ કરે છે, તારા ઉભી થઈ પ્રણામ કરે છે.

રાગ નારીના કટાક્ષ પાસ પુરૂષ છે ગુલામ. (૧૭)

**કાન્તિશેન**–પ્યારી મા'રી સુણ તું છે, મુજ જીવન પ્રાણ;
કામ ધનુષ્ય જેવાં નેત્ર, વ્હાલી લાગે તુજ વાણ.
કચેરીમાં જાઉં છું, પણ મન ઉદાશ હોય.
શાન્તિ દેનાર, તું જ સરીખું, દુનિયામાં નહીં હોય.

**તારા**– ગીતી. ( ૧૮ )

સુણો પતિ મમ પ્યારા, સ્વામિ તમે છો મ્હારા આપોઆપ,
થાવ નહીં કદિ ન્યારા, અવર પુરૂષ પ્રભુ છે મ્હારે ભાઇને બાપ

**કાન્તિશેન**-પ્રિયા, કનકને દેશવટો દિધો, પરંતુ સંભળાય છે તે તો ત્રણે ભાઇ બહેન સાથે ગયાં. કેમ ઠીક કર્યું કના, હવે સમય થયો છે માટે હું પચેરીમાં જાઉં છું.

**તારા**-પ્રિતમ જે યોગ્ય હશે તેજ આપે કર્યું હશે, વારૂ પ્રાણનાથ વ્હેલા પધારશો. ( કાન્તિસેન જાય છે.)

**સ્થળ-મધુરાવન.**

**કનક**-અરે પ્રભુ, મારા ઉપર આ શું જૂલ્મ ! હુ નિષ્પાપી ઉપર ? હોય આખરે સત્ય તરે છેજ. ઇશ્વિર કરે તે ખરૂ. પ્રભુ તું મને સ્હાય થાજે.

**શુંદર**-ભાઇ હવે આપણે શું કરીશું ?

**શુરશેન**-ભાઈ હવે આપણે કયાં જઇશું, આપણી હદ-થી તો દૂર આવ્યાં ?

**કનક**-મારાં વ્હાલાં ભાઇ બહેન, તમે બિલકુલ ગભરાશો નહિ, જ્યાં નશિબ લઇ જશે ત્યાં જઇશું, પરન્તુ આજની રાતતો શામેના ઘટાદાર વડ વૃક્ષ નીચે આરામ લઇએ; (વડ-નીચે જઈ ત્રણે બેસે છે..)

**કનક**-ભાઇ સુરસેન, તમે બન્ને નિર્ભયતાથી ઉંઘી જાવ હું તમારી સંભાળ રાખુ છું, કારણ કે આ જંગલ અને વળી રાતનો વખત હોવાથી, જંગલી પ્રાણીઓનો વધારે ભય હોય છે.

**સુરશેન**-ના. ભાઇ મને હમણાં નિદ્રા નથી આવતી માટે હમણાં તમે જરા આરામ લીઓ હુ બેસું છું. થોડા વખત પછી હું તમને જગાડીશ.

**કનક**-વારૂ તારી એવી ઇચ્છા છે, તો તું સાવચેતીથી બેસજે, અને થોડા વખત પછી મને જરૂર જગાડજે.

**સુરશેન**-વારૂ ભ્રાતા હવે તમે નિર્ભયતા આરામ લીઓ, (સુંદર તથા કનક નિદ્રાવશ થાય છે, સુરસેન આમતેમ આંટા ફરતો.)

**સુરશેન**-(સ્વગત) અરે દશા તારી ગતિ ન્યારીજ છે, સુંદર રાજ્ય મ્હેલમાં રમનારને જંગલમાં લાવી નાંખ્યાં, જાતજાતના પકવાન જમનારને ફળફળાદિથી નિર્વાહ કરવાના દિવશો આવ્યા, સેંકડો દાસ, દાશીઓને બદલે પોતેજ દાસ થવાનો વખત આવ્યો, સુવર્ણ જડીત છત્ર પલંગમાં સુનાર તે અત્યારે પથ્થર તથા કાંકરામાં આળોટે છે, અને છેવટે ઉપર આકાશ તથા નીચે પૃથ્વિ સિવાય અત્યારે કોઇ સ્હાય કરનાર પણ ન મળે, માટે સમોજ બલવાન છે. પણ અરે, આ સુસવાટાનો અવાજ મારા તરફ ક્યાંથી આવે છે? આહા આતો કોઇ મોટા મણીધરના નાગ આવેછે.પ્રભુ તે તો આ બાજુ આવ્યો ચાલ હવે જલ્દિથી આ ઝાડ ઉપર ચઢી જાઉ. (સુરસેન ઝાડ ઉપર ચઢે છે, નાગ મણી ઉતારી ઝાડ નીચે મૂકી ચારો ચરવા જરા દૂર જાય છે.)

**સુરશેન**—અહા ઇશ્વરે જાનવરને પણ કેટલી અક્કલ આપી છે, શું આ નાગની ચતુરી છે! તેના મસ્તક ઉપરની મણીના તેજને લીધે તેના ભક્ષનાં જંતુઓ નાશી ન જાય-માટે તે મણી અહીં મૂકતો ગયો, પરંતુ હવે તે મણી આ પણીજ છે ને, (એમ કહી ઝાડ ઉપરથી દુવાલનો કડકો તે મણી ઉપર નાંખી ઢાંકી દે છે, જેથી તે જગામાં મણીનું તેજ બંધ થઈ અંધકાર થાય છે, જેથી સાપ પછાડો ખાઇ થોડા વારે મૃત્યુ પામે છે, બાદ સુરસેન નીચે ઉતરી તે મણી લીએ છે.)

**સુરશેન**-(ઝાડ ઉપરથી ઉતરીને) હવે નાગનો સુમ-

વાટ તો બંધ થયો, જરૂર તે મૃત્યુ પામ્યો હશે, (ઠીક થયું મને એક વાત અત્યારે યાદ આવી કે આ જંગલમાં એક મણીધર રહેછે, તેને તાળવે, તથા મસ્તકે એકેક મણીછે, મસ્તક ઉપરની જે મણી છે તે જેની પાસે હોય તેને અમુક દેશની રાજ્યગાદી મળે. અને તાળવા ઉપર જે મણી છે તે જેની પાસે હોય તેને દરરોજ સવારમાં સવાલક્ષ રૂપૈયા આની કિંમતનું મોતી મળે આ રીતે મને, થોડાજ દિવસ ઉપર સ્વપ્ન આવેલ તે ખરૂં છે કે ખોટું માટે તેની ખાત્રિ કરવાને ઉતમ વખત છે ( નાગ પાસે જઇ તેનું મહોં ફાડી મણી જોવાથી ) અરે ખરે તેજ નાગ આ છે હવે તો ઘેર બેઠા ગંગા મળી ખરેખર ઇશ્વર કૃપાથી હવે ઝાઝા વખત દુઃખ ભોગવવું નહિ પડે. ( તાળવામાંથી મણી કાઢી મસ્તક ઉપરની મણી ભેગી નાંખી એક હાથમાં બન્નો મણીઓ ભેગી કરી નાગની લાસને દુર ફેકી આવે છે ) હવે આ બંને મણીઓમાંથી એક મારા મોટા ભાઇને આપું. ઠીક મને યાદ આવ્યું કે મારા મોટાભાઇ છે ત્યાં સુધી મારાથી ગાદિએ બેસાયજ નહી માટે મસ્તક ઉપરની મણી કે જેનો આવો પ્રભાવ છે કે અમુક દેશની રાજ્યગાદિ મળે તે મારા મોટાભાઇના રુંવાલના છેડે બાંધુ, પરંતુ તે બબાતની તેમને માલૂમ ન પડવા દેવી નહી તો વળી પડપુછ કરશે તુ આ કયાંથી લઇ આવ્યો. ( તેના મોટાભાઇના રુવાલને છેડે એક મણી બાંધી, બીજી પોતાની પાસે ગુપ્ત રાખી કનકને જગાડે છે. ( ત્યાર પહેલાં કનક પોતાની મેળે બેઠો થાય છે. )

**કનકસેન**—ભાઈ અત્યાર સુધી મને કેમ ન જગાડયો હવે તુ પણ જરા આરામ લે.

**શુરસેન**—જેવી જેષ્ટ ભ્રાતાની આજ્ઞા ( સુરસેન નિંદ્રા વશ થાય છે. )

કનક-ચાલ હવે હું આ ઝાડ ઉપર જઇને બેસું કારણુ કે જંગલી પ્રાણીઓ આ તરફ આવતાં હોય તો દુરથીજ માલુમ પડે,

( કનક ઝાડ ઉપર જઈ બેસે છે, તેને ત્યાં નિંદ્રા આવવાથી અર્ધે જાગતો અને અર્ધે ઉંઘતો ઝોકાં ખાતો ઝાડ ઉપર બેઠો છે. )

( મૃત્યું પામ્યો છે તે નાગને ઘેર જવાની વખત વીતી ગયાથી તેની નાગણુ તેની સોધ કરતી સાપનું સળ પડ્યું છે ત્યાં જઇ સાપ મૃત્યું પામેલો જુવે છે, જેથી અતીશય ગુસ્સે થઇ તેના મારનારનું વૈર લેવા નાગને મારનારને સોધતી, સોધતી, જ્યાં સુરસેન, તથા સુંદર નિદ્રા વશ થયાં છે. ત્યાં આવી સુંદરના શરીર ઉપર ચઢે છે. પરંતુ તેનું હૃદય શાંન્ત હોવાથી ત્યાંથી ઉતરી સુરસેનના શરીર ઉપર ચઢે છે, તેનું હૃદય ધડકતું હોવાથી નકી નાગને તેણેજ માર્યો હશે એમ જાણી સુરસેનને જમણા પગના અંગુઠે કરડે છે, સુરસેનનો પ્રાણુ નિંદ્રામાંજ બ્રમાંડમાં ચઢી જાય છે. કનક ઝાડ ઉપર ઉંઘમાંજ છે, નાગણુ પોતાના દરમાં જાય છે ત્યારબાદ પરોઢ થવાથી કનકસેન જાગ્રત થઈ ઝાડ ઉપરથી નીચે આવીને. )

કનક-ભાઈ સુરસેન-સુંદર ઉઠો હવે જાગ્રત થાવ, હવે આપણે અહીથી ધીમે ધીમે ચાલવા માંડીએ, ( સુંદર જાગી બેઠી થઇને, )

સુંદર-ભાઇ સુરસેન, ઓ સુરસેન. ઉઠ હવે તું જાગ્રત થા. સવાર થઈ ગયું છે પછી ચાલવું છે કે અહી જ રહેવું છે !

કનક-સુરસેન, હવે બાઇ, તું જલ્દિ ઉઠ, ભાઇ કેમ નથી બોલતો શું તું મશ્કરી તો નથી કરતો કના, ભાઇ

આ વખતે પણ હસતું હોય, તારીતો આદાત હજુ પણ ન ગઇ, ( સુરસેન નથી ઉઠતો તેથી કનક તેની પાસે જઇ તેના મોઢા ઉપરથી રુવાલ ખસેડે છે. થોડીવારે મૃત્યુ પામેલો જણાવાથી સુંદર તથા કનક અરે હાય કહી મુર્છાંગત થાય છે, થોડીવારે સુંદરને ભાન આવવાથી સાવધ થાય છે )

શુદર– લલીત છંદ. ૧૯

અરર, શંકરા, કોપ શો કર્યો, કુટુંબ છોડીને કયાં તું પરવર્યો.
નવ ધરી દયા, આ ભાંડું ઉપરે, ભાઇ બ્હેન તાહયરાં, ઝુરીને
મરે,અમને મૂકીને,કયાં તું ચાલીઓ,માતુ સાથે હાય,સ્વર્ગેમ્હાલીએ
અરર હાયરે, શું હવે થશે, બંધુ માહયરા તું, કયાંયરે હશે.

( કનક મુર્છામાંથી ઉઠી બેભાનપણે પડેલા સુરસેન તરફ દીલગીર થઇને જૂવે છે. )

શુદર—ભાઇ આમ છેક ક્ષત્રિય જાતને ન ઘટે તેવી રીતે નાહિંમ્મત શું થાય છો ?

કનક–બહેન, હું નાહિંમ્મત તો નથી થતો, પરંતુ આવો નિર્મળ પ્રેમવાળો બંધુ આપણને ફરી નહિ મળે, હાય બહેન આપણી આવી દશા, ( સુરસેન પાસે જઇને ) ભાઈ એક શબ્દ તો બોલ, અરેરે ત્હેં મારી આજ્ઞા લોપી નથી. અને આજે તું કેમ હઠ લઇ બેઠો ! કહું છું કે તું બોલે. હાય ત્યારે શું તું નહિજ બોલે ?

હાય હાય સહરો ઉજેની રંડાપો એ રાગ

શુદર–ઓય હાયરે બંધુ ગયોરે કૈલાસે, ભાઇ નથી માતુશ્રી
અહીં પાસેરે—ઓય હાયરે. ટેક.
ભાઈ અમને મૂકી શું ચાલ્યા, માતુ સ્વર્ગે તમે મહાલ્યા,
ઓચિંતા શીદ હાલ્યારે, ઓય હાયરે બંધુ ગયો કેલાસે–ટેક
હાયે એકદમ ઉતારી શું માયા, વિરા સફળ બની તારી કાયા,

આમ કરવું ઘટે નહીં થઇ ડાહયારે- ઓય હાયરે
બંધુ ચાલ્યા શું મૂકી અમને, વિરા દયા ન આવી તમને,
હાયે ભાગ્યા અમારા હેં ગમને- ઓય હાયરે
એક બાજૂ સુંદર બહેન તુજ રવે, ભાઇ કનક ચોધારનીર ચુવે,
બાપુ સુતો સુતો તું શું જુવેરે-ઓય હાયરે- ટેક.

**કનક**—ભેખરે ઉતારો રાજા ભરથરી એ રાગ, (૨૧)
બહેની મુજ છાની રહે, સાંભળને મુજ વાતજી.
વલોપાત કેંય નહિ મળે, ગયેલાં બંધુને માતજી.
ધરને ધીરજ મારી બહેનડી- ટેક.

**સુંદર**-વિરારે મા'રા હાયે શું કરૂં, મુજ મન અતિ અકળાયજી
જીવ મુજ હાય ભડકે બળે, થર થર કંપે આ કાયજી.
એક વાર બોલ્ય બંધુ માહયરા,— ટેક.

(એમ કહી સુરસેન પાસે જઇ તેને હલાવે છે,ત્યાંથી તેને દૂર ખસેડતાં કનક કહે છે.)

**કનક**—મુએલું મનુષ્ય બ્હેન બોલે નહિ,કરીએ કોટી ઉપાયજી
બહેની મા'રી તું આઘી રહે, ગળુ એનું રૂંપાયજી, ધરને
ધીરજ મારી બહેનડી.

**સુંદર**-ભાઇ કહેતાં મારી જીભ કેમ તુટી પડતી નથી, હવે આપણે આને અગ્નિ સંસ્કાર કરવાની તૈયારી કરીશું.

**કનક**-અરેરે બહેન અસલથી ચાલતી આવેલી, તે ક્રિયા કર્યા શિવાય આપણો છુટકોજ નથી, સુંદર પુષ્પોની સેજ માં પોઢનારને બળતી ચીતામાં નાંખતાં કેમ હિંમત ચાલશે, ચાલશે, પરંતુ -હ્રદય કબજે રાખી ના ઇલાજે તેમ કરવું પડશેજ. અરે દુષ્ટ કાળ તેને બદલે તેં મારો ભક્ષ કે મન કર્યો. (સુંદરને) બહેન તું એકલી અહીં ગભરાઇશ, માટે ચાલ મારી સાથે આપણે કાસ્ટ શોધવા જઇએ. હે પ્રભુ મારા બંધું સુરસેનના સબનું અમે અહી આવીએ ત્યાં સુધી તું રૂક્ષણ કરજે.

સુંદર-ભાઈ ચાલો આપણે કાષ્ટો વિણી લાવી અહીં જલ્દી પાછાં આવીએ. ( જાય છે. )

**સ્થળ-આગળનું ભયંકર જંગલ. )**

**સુદર**-ભાઈ મને તરસ બહુ લાગી છે, ગળુ સુકાઇગયું છે અને તેથી મારાથી બોલી શકાતું પણ નથી,

**કનક**-બહેન, ધીરજરાખજરા વાર તું અહીંબેસ, હું તારે પાણી લઈ આ, આવ્યો. ( જાય છે. ) સુંદર અતિ શોકમાં તેમજ થાકેલી હોવાથી જરા આડે પડખે થઇ, અર્ધ ઉંઘમાં પડેલી છે. એવામાં એક વિકાળ વાઘ આવી સુંદરને ગળેથી પકડી મારે છે, સુંદરને એકદમ જાગીને કોઈ બચાવો, બચાવો એ રીતે બુમો પાડે છે તેવામાં કનક પાણી લઇ આવે છે, તેની નજરે આ દેખાવ પડતાંજ સબુર કહી વાઘને બંદુકથી ત્યાંજ મારી નાંખે છે. )

**કનક**--પ્રભુ જો હું બે ઘડી મોડો આવ્યો હોત તો મારી વ્હાલી બહેનનાં દરસન થવાં દુર્લભ હતાં, ( વિચારીને ) મારી બંદુકનો અવાજ થયો તો પણ મારી બહેન કેમ ઉઠી નહીં, ચાલ તેને સાવધ કરી પાણી આપુ. ( પાસે જઇને ) બહેન સુંદર, લે આ પાણી ઉઠ વ્હેલી. ( ઉઠતી નથી તેથી તેની પાસે જઇને તેને તપાસે છે તથા મૃત્યુ પામેલી જોઇને મુર્છાગત થાય છે. ( થોડી વારે સાવધ થઇને. )

**કનક**--પ્રભુ હવે તુ કરે તે ખરૂં, હવે હું પણ મારાં વ્હાલાં ભાઇ, બહેન તથા મારી પવિત્ર પુજ્ય માતુશ્રી પાસે જલ્દિ જાઉ છું. દૈવ આથી વધુ દુઃખ તું અમને કયું દેનાર છે!

( સ્વામી સરીર સોસઈ ગયું એ રાગ. ) ( ૨૨ )

બહેની મારી હાગે શું કરૂં, ઇશ્વર કોપ્યો અપાર,

સુઝે નહિં હવે કાંઈ મને, સુનો લાગે સંસાર,—
બ્હેની મારી—ટેક.

બહેની ગઇ બંધવ ગયો, વ્હાલી ગઈ મુજ માત.
હાય જીવી હવે શું કરૂં, તમ સાથ બાળુ આ જાત,—
બ્હેની મારી—

વ્હાલી બહેની આ તેં શું કર્યું; દાઝયા ઉપર ડામ.
સુધ મારી સરવે ગઈ, રહે હૈડે ન હામ,—બ્હેની મારી—
મ્હેર કરી હે ઇશ્વરા, લૈલે મુજને તું પાસ.
મળવાને મુંજ સ્નેહીને, મારા મનમાં છે આશ,—
બ્હેની મારી—

અરે પ્રભુ ત્યારે શું આમજ મારા કુટુંબનો નાશ! હવે મારે જીવીને શું કરવું! મારે પણ મારાં વ્હાલાં બાઇ બહેનની સાથે જ બળી મરવું. અમારે ત્રણેને માટે પુષ્કળ લાકડાં જોઇશે, માટે ચાલ પાસેના ગામમાં જઇ આ મારી હીરાની વીંટી વેચી તેનાથી અગ્નિ સંસ્કારને માટે જોઇતો સામાન ખરીદ કરી પાછો અહીં જલ્દિ આવું, પ્રભુ મારાં વ્હાલાં ભાઈ, બહેનની લાસોને તારાજ રક્ષણમાં મુકી જાઉં છું. ( જાય છે. )

**સ્થળ મધુરાવન જયાં સુરસેનનું સબ પડ્યું છે તેજગા**

ત્યાં બે વાદી આવે છે, તરે( હારમોનિયમ માસ્તે મોરલી બજાવવી ) ( સુરસેનને કરડી હતી તેજ નાગણને લેઇને. )

**૧ લા વાદી**—ભાઇ હારૂ થયુ જે આપણને આ નાગણ થોડી મહેનતે હાથ આવી.

**૨ જો**—હા ભાઇ, પણ ઓલ્યા ઝાડ નીચે કુણ સુતુ છે; ચાલ આપણે પણ ત્યાં જઇ થાક લઇએ. ( સુરસેન

પડગો છે ત્યાં જઇ તેને બોલાવે છે તે બોલતો નથી તેથી એક વાદી તેના મોં ઉપરથી રુવાલ દુર કરીને જુવે છે. તે બેભાન સ્થિતીમાં તથા મૃત્યુ પામેલા જેવો જણાવાંથી )

**૧ લો**—અરે જોતો ખરો આતો કોઈ મુસાફર મરી ગયો હોય તેમ લાગે છે વળી અહિં ક્યાં આવ્યા, હેંડ પણે કણે વાવ છે ત્યાં હુઈસું.

**૨ જો**—( જોઇને ) જોતો ખરો આને પગને અગુંઠે; એને તો હરપ કરડયો છે.

**૧ લો વાદી**—( સુરસેનને માથે હાથ મુકીને. ) અલ્યા મરી ગયો નથી હજુતો એમાં જરા, જરા જીવ છે, બલ્લા પુન્યનું કામ છે ચાલો આપણે ઉતારીએ નહીં તો આપણે વાદી શા કામના.

**૨ જો**—લે તારે હું તને લોટામાંથી પાણી આપુ તેને મંત્રીને ચારે બાજુ છાંટ જયાં ગયો હશે તાંથી હમણાં તેને કરડેલોજ સરપ આવશે.

( ૧ લો વાદી મંત્ર ભણી ચારે બાજુએ પાણી છાંટીને પછી સુરસેન ઉપર પાણી છાંટે છે, ૨ જો સરપ બોલાવવા મોરલી બજાવે છે. તથા એ રાગમાં નાચે છે. સુરસેન થોડીવારે બેઠો થઇ બે ભાન પણે બોલે છે. )

**શુંરશેન**—અરે વાદીલોકો તમે મને હેરાન કરો મા તેણે મારા નાગને મારી નાંખ્યો છે માંટેજ હું તેનો પ્રાણ લીધા શિવાય રહેનાર નથી મને તમે કંડીયામાંથી છોડો હું તમારા હાથમાં સપડઇ કંડીઆમાં પુરાએલી નાગણુ તેજ તેને કરડી છું. ( ૨ જો વાદી કંડીઆનું ઢાંકણું ઉઘાડે છે નાગણુ બહાર આવી એક બાજુ બેસે છે તથા નહીં ઉતરૂ એવી ઇસારતથી ડોક હલાવે છે. )

(૧લો વાદી મંત્ર ભણતો જોરથી સુરસેન ઉપર પાણી છાંટે છે.)

૨ **જો**-રંડા નહીં શું ઉતરે કદાપિ તારો અમો તથા બંન્નેનો અને આ આજારી મનુષ્ય મળી ચારેના જાન જશે ત્યાં સુધી તને છોડનાર નથી.

**શુરસેન**-ઉતરૂ છું, મને જવા દ્યો. તમારા મંત્ર બળથી મને અસહ્ય દુઃખ થાય છે. (આ વખતે નાગણુ સુરસેનના પગના અંગુઠે વળગી તેનું તમામ ઝેર ચૂસી લઈ પાછી કંડીઆમાં જઇ બેસે છે. વાદી તેનું ઢાંકણું બંધ કરી દેછે થોડીવારે સુરસેનને ભાન આવે છે જેથી સાવધ થઈ વાદી પત્યે કહે છે.)

**શુરસેન**-ભાઇઓ, તમે કોણ છો, મને નિંદ્રામાંથી શા માટે જગાડયો. અહીં તમારે આવવાને શું પ્રયોજન હતું, મારાં વ્હાલાં ભાઈ, બ્હેન કયાં ગયાં.

૧ **લો વાદી**-ભાઈ અમે જાતના વાદી છીએ, તમે ઉંઘતા નહોતા પણ તમને એક ઝેરી સરપ કરડયો હતો, આ જૂઓ તમારા પગને અંગુઠે અને તેજ સરપ અત્યારે અમારા કંડીઆમાં બંધીવાન થઇને પડયો છે. અમો સરપ પકડી વસતીમાં લઈ જઇ તેની પાસે રમત કરાવીએછી તે લોકોને દેવાની ઘણી રસુજ પડે છે, અને તેથી અમારૂ ગુજરાન ચાલે છે. માટે અમે અહી સરપ ઝાલવા આવ્યા હતા, અમે અહીં આવ્યા તે વખતે તમારાં ભાઈ, બ્હેન અથવા કોઇ પણ અહીં નહોતું, ફકત તમેજ અહીં બે ભાન સ્થિતીમાં પડયા હતા માટે તમારાં ભાઇ બ્હેન કયાં ગયાં તેની અમને બીલકુલ માલૂમ નથી. તમે કોણ છો.

**શુરશેન**-ભાઇ તમારી કૃપાથી હું આજે નવો જન્મ પામ્યો છું હું એક ક્ષત્રિ પુત્ર કમ નશિબને લીધે આ દશા પામ્યો છું, અત્યારે મારી પાસે ફકત આ હીરાની વીંટી સિવાય બીજૂ કાંઇ પણ નથી, માટે હાલતો તે લ્યો અને આમ-

ળ ઉપર ઇશ્વર બદલો વાળવાનો વખત આપશે તો હું ઉપકાર ભુલનાર નથી.

**બીજો વાદી**-ભાઇ અમારે વિંટીની કાંઇજ જરૂર નથી તમે હારા થયા એટલે અમારે લાખો રૂપૈયા છે, અમે કાંઈ લાલચથી આકામ કર્યું નથી માટે એ તમારી પાસે રહેવા દો, તમોને દુર્દશામાંએ ઘણી ઉપયોગી થશે.

**સુરશેન**-હું કહું છું જે લ્યો અને ન લેવી હોય તો હું જે સ્થિતીમાં હતો તેજ સ્થિતીમાં મને મૂકીને જાય, આવા મોટા ઉપકારના બદલામાં આ વીંટી એક સહસ્ત્ર ભાગનો પણ બદલો વાળી શકે તેમ નથી તો પણ મારી દુર્દશાને લીધે હું એટલુંજ આપી મારા મનને આનંદ માનીશ.

**૧ લો વાદી**-જ્યારે તમારી આટલી બધી લાગણી છે તો જેવી તમારી ઇચ્છા, (વીંટી લઇને ) હવે આ નાગણને લઇને અમે જઇએ છીએ.

**સુરશેન**-ભાઈ મ્હેરબાની કરીને એ નાગણને મૂકીયો તો સારૂ કારણકે શત્રુ શર્ણે આવ્યા જેવું છે, માટે અમારા ક્ષત્રિના ધર્મ પ્રમાણે શર્ણાગત શત્રુને જવા દેવો જોઇએ અને તમારે પણ એ વિંટીના ૧ લાખ રૂપૈયા આવશે માટે એ ધંધો કરવાની હવે જરૂર રહેશે નહી, જો જો તેથી એએ કિંમતે વેચતાના,

**બીજો વાદી**-અધધધ એક લાખ રૂપૈયા તારે તો હવે આભાર શુ કરવો, (નાગણને છોડી મૂકી કંડીઓ તથા ઝોળી અને મોરલી દૂર ફેંકીદે છે, નાગણ દરમાં ચાલી જાય છે.) બસ હવેતો આપણે નોકર, ચાકર રાખી ઘોડા ગાડીમાં ફરવાના આજે ઘેરથીજ ફક્ત હારાથી આ તા.

**સુરશેન**--ભાઇઓ આ જંગલની બહાર હવે કયે રસ્તે જવાશે.

( સ્વગત ) અરે હવે મારાં ભાઇ બહેનને હું કયાં મળીશ, શું તેમના ઉપર પણ કાંઈ આફત નહી આવી હોય તેમ પણ હોય.

**૧ લો વાદી**—ભાઈ પુર્વે દિશાથી અગ્નિ કોણની ડાબી બાજુએ પગથી આવે છે તે પગથી પકડજો જેથી તમે અહીંથી થોડે દુર આવેલી કનકાવતી નામની નગરીમાં જશો. હવે અમે રજા લઇશુ.

**સુરસેન**—વારૂ ભાઈ તમારો મોટો ઉપકાર માનુ છું. (જાય છે )

**સ્થળ કનકાવતી નગરીનો દરવાજો દરવાજો બંધ દેખીને.**

**કનક**—અરે મને આવતાં રાતપડી જવાથી દરવાજો તો બંધ છે, માટે આજની રાત અહીં બહાર સુઈ રહુ. ( કનક સુઇ જાય છે. ત્યાં થોડી વારે બીજા વટેમાર્ગુ આવી ગંમત કરી મોડી રાત્રિ તેઓ નિંદ્રાવ થાય છે. ને સવાર થતાં દરવાજો ઉઘડે છે કનક સહુથી પહેલો દરવાજામાં દાખલ થાય છે. દરવાન કનકને જરા ખોટી રહેવા વિનંતી કરે છે, કનક ત્યાં ઉભો રહે છે બીજા વટેમાર્ગુ તેઓને કામે ગામમાં જાય છે. )

**દરવાન**—ભાઈ તમે કોણ છો! અને કયાંથી આવો છો! અમારા રાજાનો નિર્વંશ ગયો છે અને તેમના કહેવાથી આજનો સુભ દિવસ હોવાથી જે દરવાજામાં પહેલું દાખલ થાય તેને ગાદીનો માલીક ઠરાવવો આ પ્રમાણે રાજ્ય સભાએ ઠરાવ કર્યો છે, માટે મહેરબાની કરી તમો મારી દરબારમાં ચાલો, કેમકે તે ઠરાવ પ્રમાણે તમે હવે આ રાજના માલીક થયા.

**કનક**—હું એક દુઃખી વટેમાર્ગુ પાસેના ગામમાંથી

આવું છું, ભાઈ મારે હવે રાજ્યગાદિની કાંઇ તૃષ્ણા નથી, તો પણ તમારા પ્રધાનજીનો એવો હુકમ છે તો ચાલો હું તમારી સાથે દરબારમાં આવું છું.

**દરવાન**—બહુ સારૂ ચાલો. ( જાય છે )

## સ્થળ કનકાવતી નગરીની કચેરી રાજાની ગાદિ ખાલી.

( કનક તથા દરવાન પ્રવેશ કરે છે, દરવાન કચેરી મંડલને ઇસારતથી સમજાવે છે કે આ માણસ દરવાજનમાં પહેલા દાખલ થયેલા છે. તેથી સર્વે કચેરી મંડલ ઉભુ થઇ કનકને આવકાર આપે છે. )

રાજાજી તો સો ગયો નેકુચ ન દીયા ઇનામ એ રાગ.(૨૩)

**પ્રધાન**—કોન તમે માનવીને, કયું તમારૂં ગામ.
ઉદાશ ચહેરો શાને કીધો છે, શું છે તમારૂં નામ.
શું છે તમારે દુખ તે, કહો મુજને આજ.
ગાદિ આ હવે, તમે સંભાળો, કૃપા કરી મહારાજ.

રાગ સદર. ( ૨૪ ).

**કનક**—ચંદ્રાવતિ નગરીનો રાજા, કાન્તિસેન કહેવાય.
તેનો પુત્ર કનક હું ને, વિલાસ હતી મુજ માય.
દૈવ વાકથી દુઃખ પડયું અતિ, તેનું વર્ણન નવ થાય,
ક્ષત્રિજાત છે માહરી છે, ઉપકાર આપનો ન માક.

**પ્રધાનજી**—મહારાજા, અમારાં ધન ભાગ્ય કે આ ચક્રવર્તિ રાજાની ગાદિ માટે યોગ્ય માણસ આવ્યું, અને મારા મહારાજાનું વચન પળાયું.

( કનક પોશાક પહેરી ગાદિ ઉપર બેસે છે, રાજ્યગુરૂ આશિર્વાદ દઇ તિલક કરે છે. છડીદાર છડી પોકારે છે ત્યાર બાદ )

**કનક**—પ્રધાનજી, શાળાઓ વિગેરે સ્થળે આજના

સુભ દિવસની રજાને માટે વરધી મોકલાવો.

**પ્રધાનજી**—જેવી મહારાજાની આજ્ઞા.

( કંચનીઓ નાચ કરવા માટે કચેરીમાં આવે છે તથા સલામ કરી નાચ શરૂ કરે છે )

નાચ. (૨૫).

**કુંચનીઓ**-સત, ન, ન, દાના દાના દીલ,
ઝકમક, ઝકમક સખી મ્હાલતી.
ઠમક, ઠમક, પ્રિયા ધમક ચાલતી.
તન:મન ધન, સબ હે ખુશ કાહન.
ચિતે ચમક રહી, સર્વે સભાજન.
શાન્તિદીઓ, પ્રિતથી ત્રીભોવન.
ફરી ફરી ફુદરિયાં, માશુક સુંદરીયાં.
છિનાક છિના, છાના છીમ.—
દીગર દોમ, દીગર દોમ, રટન હરીહર ઓમ.
છધીમ છનનન, છનોમ છોમ.
ઝનીમ ઝનનન, ઝનોમ ઝોમ.
હરીહર, સુખકર. દુઃખ હર, ચિંન્તા ચીન પરહર નાથ.'
( ત્યાર બાદ કેરબા રાગમાં નાચ થાય છે, )

**કનકશેન**—પ્રધાનજી, વારાંગનાઓને ઇનામ આપી ખુશી કરો, તથા કચેરી બરખાસ્ત કરો.

**પ્રધાન**—જેવી મહારાજાની આજ્ઞા.

( છડીદાર છડી પોકારે છે કચેરી બરખાસ. )

( **સ્થળ** કુંદનપુર, ગામ બહાર મહાદેવનું દેવળ તથા બગીચો ત્યાં રાજ્ય કુમારી કમળા પોતાની સખિઓ સહતિ મહાદેવ દરશન કરવા તથા ગરબા ગાવા આવે છે. મહાદેવના દરશન કરી સર્વે આરતી બોલે છે.

રાગ આરતીનો. ( ૨૬ )

**સખિઓ, કમળા, પુજારી—**

જયશિવ જુગ સ્વામી, જયશિવ જુગ સ્વામી, સમરૂ દવા
દસલીંગમ ( ૨ )
સમરૂ શિરનાગી, જયશિવ જુગ સ્વામી. ટેક.
પ્રથમ સોરઠ સોમનાથ, નિત્ય દરસન કહાવે, સિવ નિત્ય
દરસન કહાવે.
બીજા ઉડ કંડેશ્વર, મણી કંકણુ જો જે-જય શિવ
જુગ સ્વામી.
ત્રીજા શિવ કેદાર, ગંગોદરી ધારે, શિવ ગંગોદરી ધારે,
ચોથા શિવ ઓમકાર, રેવાલ કાંડે-જય શિવ જુગસ્વામી.
પાંચમા પુરદેશ, વૈજનાથ, જારખંડી. શિવે વૈજનાથ
જારખંડી
છઠ્ઠા શિવ નાગેશ્વર, ધ્યાન ધરે દંડી-જય શિવ જુગ
સ્વામી.
સાતમા દિનદયાળ, વિશ્વેશ્વર કાશી, શિવ વિશ્વે-
શ્વર કાશી.
આઠમા શિવ મહાકાલમં, ઉજનના વાશી, જય શિવ
જુગ સ્વામી
નવમા શિવ ભીમનાથ, ભક્તિ અચલ ભાવે, શિવ ભકિત
અચલ ભાવે.
દશમા શિવ રામેશ્વર, શ્વેત બંધુ કહાવે-જય શિવ
જુગ સ્વામી.
ગુશ્વેશ્વર ગુણુ ગ્રામ, એકાશ જયોતિ, શિવ એકાદસ
જયોતિ.
બારમા ત્રંબક નાથ, ગુરૂ મુખ હયો સોવી જય શિવ
જુગ સ્વામી.

( આરતી થઈ રહયા બાદ સર્વે બગીચામાં આવીને )

**કામલતા**--કમળાબા ચાલો હવે એક ગરબો ગાઇએ

**કમળા**—હા ચાલો બહેન,

વ્રત સાવિત્રી તટ આજ પુરણ કરીએરે એ રાગ (૨૭)

**કમળા તથા એક સખી**--

એ વાંસલડી વેરણ, કેમ થઇ, મારીરે, તેં વશ કીધા
નંદલાલ, પ્રેમમય સારીરે,
એવો તે પ્રેમ શો બતાવ્યો ભારેરે, ના બોલે મારી સાથ,
કાળજું બાળેરે.
કામણ કરીને રાખ્યા પાસમાં અલી, મળી તું કેવી નારરે.
નિત તુજ, વાસમાં, પાસમાં રહે, ગાન, તાન, માનમાં,
તું રાખતી ફરે,
બળે તેથી ભુંડો મારૂં મનરે, નીત્ય—ટેક.
તારા જેવી કો નહીં ઠગનારી, વશ કર્યા અલી તેં ખીરધારી,
થઈ તું તો તેની પ્યારી, આવું કામ ન કીજે.
જેવી ગણી હતી તુજને મ્હેં બ્હેની,
હાલ તું તો તેથી, અલગીજ શેની;
પ્યારી પ્રાણથી, સદાયજેની, આવું કામ નકીજે.

**નેનતારા**—બ્હેન આપને ઘણો શ્રમ થયો હશે મ ટે બેસો જરા આરામ લઇને ઘરે જાશું.

**કમળા**—હા બહેન બેસો ( સર્વે બેસે છે, એવામાં મોટો કડાકો થાય છે. ) બહેન આ કડાકો શાનો થયો, હવે મારી ધીરજ રહેતી નથી.

( એવામાં એકાએક વિકાળ રાક્ષસ આવી, કમળાને આકાશ માર્ગે ઉંચકી જાય છે. )

**પ્રેમલતા**-અરે આ શું રાજ્ય પુત્રીનું હરણ ! દેવ કોપ.

**પહેલો અંક સમાપ્ત.**

## અંક બીજો.

**વિમળા**—બહેનો હવે આપણે જઇને રાજ્ય માતાને શું સુખ દેખાડીશું?

**શાન્તાગવરી**--અલીઓ! આમ લાકડાની પેઠે ઉભાં રહે કાંઈ વળવાનું છે! ચાલો જલ્દિ જઇને આ વાત રાજ્ય માતાને જાહેર કરીએ. ( જાય છે. )

**સ્થળ**—સુંદરનું સબ પડ્યું છે તે જંગલ, નજીકમાં વાઘનું સબ પડ્યું છે.

**શુંરશેન**--અરે પ્રભુ મા'રાં વ્હાલાં ભાઇ બહેન કયાં હશે, હવે હું તેમને કયાં સોધું? શું તેમને પણ કાંઇ આફત તો નહીં આવી હોય? તેમ પણ હોય, તે વિના તેઓ મને મુકીને જાય નહીં, પણ હવે નિરાશ થયે શું વળવાનું છે, માટે હવે તો ઇશ્વર ઉપર ભરૂસો રાખી હિંમત નહી હારતાં તેમની સોધમાંજ ફરવું. ( આગળ ચાલે છે, રસ્તે ચાલતાં સુંદરનું તથા વાઘનું સબ દેખી આશ્ચર્ય પામેછે, સુંદરનું સબ નહાળીને જોવાથી તેની બહેનજ છે એમ માલુમ પડવાથી.

**સુરશેન**--અરે દુષ્ટ વાઘ તુંજ મારી બહેનનો કાળ? તારા હાથમાં શું આવ્યું? મને લાગે છે જે તારો પ્રાણ મારા ભાઇએજ લીધો હશે, પરંતુ હવે તેને મળવાની શી આશા? આ નસિબમાં સુખ હોય તો પિતાજીની કુબુદ્ધિ થાયજ શાની? માટે થોડે, થોડે દુઃખી થઇ રીબાવા કરતાં બહેનની સાથે બળી મરવું ઉત્તમ છે.

પિતાજી આ કોપ તમે શો કર્યો. એ રાગ, ( ૨૮ )

**સુરશેન**--પ્રભુજી આ કોપ, તમે શો કર્યો, બહેની
રૂપી હીરો શું હર્યો.
**નથી કાંઇ ભાળ, મુજ બંધુ તણી, માતુ રૂપી હાયે
નથી અહીં મણી.**

અરે ઇશ્વિરા હવે, ઘણી હદ થઇ, કયાંથી મળસે
મુજને આવાં બહેન ભાઇ.
લઇને આવું કાષ્ટા આટલામાં જઈ, હવે મા'રે જાવું
જયાં મુજ બહેન ગઇ.

( સુરસેન લાકડાં લાવી ચિતા ખડકી સલગાવાની તૈયારી કરે છે, તેવામાં નારાયણ, નારાયણ, કરતા ગુરૂ ચલો પ્રવેશ કરે છે. નારાયણ શબ્દ કાને પડતાં )

**સુરશેન**—આહા ! આ જંગલમાં, નારાયણ અવાજ કયાંથી આવે છે, અરે થોડેજ દુર સામા કોઇ એ જોગી આ તરફ આવતા હોય તેમ જણાય છે, ભલે આવવાદો મારાં એવાં ભાગ્ય કયાંથી કે મરતી વખતે નારાયણનું નામ સાંભળયું અને વળી સંતનાં દરશન થશે. માટે તેમના દરશનનો લાભ લઇનેજ મરવું.

**ગુરૂજી**-બચ્ચા, દેખ ઓ જંગલમેં સામના કૌન ખડાહે.

**ચેલો**-ગુરૂ મહારાજ, ઓતો કોઇ મુસાફરી જેસેં લગતે હે, દેખો મહારાજ એક તો ગુજર ગયે હે, ઉસલીએ દુસરા બહુત દીલગીરીમે ખડા હે, મહારાજ, યોગીકુ દયા ભાવ રખના ચાહીયે, ઉસકુ સજીવન કરો,

**ગુરૂજી**-નહીં નહીં એસેંતો જંગલમે દુઃખી પ્રાણી બહોત મીલેગે, ચલો જલ્દિસે ગુફામાં, સમાધિકા બખત હો જાયગા.

**ચેલો**-નહીં મ્હારાજ ઉસકુ સજીબન કીયા બીના હમ યહાંસે નહી ચલેગે. (ભોંય બેસે છે. )

**ગુરૂજી**-બચ્ચા તેરી એસી ઇચ્છા હેતો લાવ તેરા જલ પાત્ર લા, ઓર મેરીસંગ વાં ચલ, ( સુરસેન પાસે જાય છે )

**સુરસેન**-નમો નારાયણ, (પગે પડે છે.)

**ગુરૂજી**-નારાયણ, બચ્ચા તું કોન હે ઓર યે જંગલમે તેરેપર કયા વારે દાત ગુજરી.

**સુરશેન**-મહારાજ, હું એક ક્ષત્રિ પુત્ર છું, અને મારા દુર્ભાગ્યે અમને આ દશાએ પહોંચાડયાં છે, પરંતુ મરતી વખતે આપ યેગીશ્વરનાં દરસનનો મને લાભ થવાથી હું મને મોટો સુભાગી અને કૃતાર્થ થયો માનુ છું. આ મારી બહેન મૃત્યુ પામી છે. તેની સાથે બળીમરવા હવે હું તૈયારી કરૂ છું.

**ગુરૂજી**-નહીં તેરેકુ જલજાનેકી કુચ જરૂર નહીં હે, એસા આપઘાતકા ખ્યાલ મત કરના, વોતો બડા પાપ હે. (ચેલા પ્રત્યે.) બચ્ચા, તુમ યે લકડી અલગ કરદો, અબ એમ રૂડીકી કુચ જરૂર નહીં હે, (ચેલો ખડકેલી ચિતા ગેરવી પાડે છે, સુરસેન તેમ કરતાં તેને અટકાવે છે, તે જોઇ સુંદરને મંત્રેલુ પાણી છાંટી બેઠી કરે છે.)

**ગુરૂજી**-બચ્ચા, ઇધર આવ તેરા નામ કયા; ઓ તેરી બેન તુઝકુ બોલતી હે.

**સુરશેન**-(તેની બહેનને સાવચેતીમાં બેઠેલી જોઇને) કૃપાસિંધુ મારૂ નામ સુરસેન છે.

**સુંદર**-ભાઈ આ મ્હારાજ કોણ છે. કનકભાઇ કયાં ગયા તુને સર્પદંશ થયો હતો અને તું અહી કેવી રીતે આવ્યો, હું એકલી અહી નિંદ્રાવશ કેમ થઇ.

**શુરશેન**-( રાગ બનજારો ) (૨૮)

બ્હેની સાંભળને મુજવાત, કહું બિના બની ખરે ખાત.
મારૂ સબ મૂકી તમે ચાલ્યાં, માતુ સાથે સ્વર્ગે તમે મ્હાલ્યાં.
કીધી વાઘે તમારી ઘાત, કહું બિના બની ખરે ખાત.
મુજ પાસે વાદીએ આવ્યા, જડી બુટીને મંતર લાવ્યા
જતો જીવ બચ્યો સાક્ષાત, કહું બિના બની ખરે ખાત;
હીરા વીટી તેઓને દીધી, નાના કહેતાં પરાણે લીધી,
પછી થયો બીજો ઉતપાત, કહું બીના બની ખરે ખાત,
જેવો આ જંગલમાં જાઉ છું બ્હેની બંધવ મુજે કહુ છું;

ત્યાંતો દીઠી તમારી જાત કહું, બીના બની ખરે ખાત;
જાણ્યું કયાંથી બલ્લા આ આવી, ખરે દીધો મને ભડકાવી
જાગી ક્ષત્રિ તણી મ્હેનત, કહું બીના બની ખરે ખાત;
નીચો વળી ફરી જયાં જોઉં, દેખી સગને ઘણો રોઉં,
ભસ્મ ભેગો હું તારી થાત, કહું બીના બની ખરે ખાત;
ત્યારે ગુરૂજી અહીં આવ્યા, અમર કુપને સાથે લાવ્યા.
છાંટયુ પાણી તને વાર સાત, કહું બીના બની ખરે ખાત;
પછી ઉઠીને બેઠી તું થઇ, સહુ સાચી બીના આ કહી.
કરો પ્રણામ ઉભા આ તાત, કહુ બીના બની ખરે ખાત.

શુંદર—(ગુરૂ ચેલા બંનેને નમ્યા બાદ )મ્હારાજ હું આપનો જેટલો ઉપકાર માનું તેટલો થોડો છે. આપ દયાળુના દરસનથી હું ફરી જન્મ પામી છું આ મારી મોતીની કંઠે તે ઉપકારનો તલ માત્ર પણ બદલો વાળે તેમ નથી, તે પણ હું આ દુઃખની વખતમાં ફક્ત એટલુંજ આપી મારા મનને આનંદ પમાડીશ. ( કંઠી ગુરૂને આપવા માંડે છે. )

ગુરૂજી—નહીં નહીં બચ્ચા, ઉસકુ દુર રખ, કયું કે, હીરા મોતી, ઓર કંચન એ ચીજ હે તો હમ યોગી લોકનકુ બહુત તકલીબ દેતીહે, ઉસ લીએ એસી ચીજોકાનો હમ સ્પર્શ નહી કરતે હેં. ( સુંદર કંઠી પોતાની પાસે રાખે છે.) લેકીન સુનો બચ્ચા, દુઃખકા બખતમેં હિંમ્મત મત છોડના કયું કે એતો કુદરતકા નિયમજ એસા હે, કે સબકા શિરપર થોડા યા બહુત સુખ, દુઃખ આતાજ હે. એસા કોઇ આદમીયે દુનિયાપર નહીં હે કે જીને અપની જીંદગીમેં બીલકુલ દુખ પાયા નહી હોગા, મગર ઇતના યાદ રખના કે જીને પ્રસવ હુવા પહેલાં માતા કે સ્તનમેં પયરખ્યા હે ઉસકુ સબકી ફીકર હે, ( સમાધિ ચઢાવીને સુરસેન પ્રત્યે. બચ્યા દેખ અબ તને પ્રારબધમેં થોડા દુખ હે, એ નિર

જન નિરાકાર એસા હે કે ઉસકા આગે કોઇકા ડહાપન નહીં ચલતા, કયું કે ઓતો સબ સંસારકી દોરી અપના હાથમેં રખતાહે. ઉસકે બીના સુખ દુઃખ મિથ્યા કરનાર દુસરા કોઇ નહીં હે લેકીન થોડારોજ પીછે તેરી સુરાદબર આયગી અબ મેં જાતાહું.

**શુરશેન**-બહુ સારૂ મ્હારાજ આપે અમારા ઉપર બહુ કૃપા કરી, હવે અમને આ જંગલની બહાર જવાનો રસ્તો બતાવા કૃપાવંત **થશો.**

ગુરૂજી—દેખ બચા, પશ્ચિમ દિશાસેં જમની તરફ ચાલના ઓ રસ્તા સરલહે, અબ સમાધિકા બખત હોયગા અબ મેં જાતાહું.

**શુરશેન** તથા સુંદર—નમો નારાયણ કહી ગુરૂ, ચેલાને અનુક્રમે નમે છે, ગુરૂ તથા ચેલો નારાયણ કહી (જાય છે.)

**શુરશેન**--બહેન, મને ગુરૂજી મહારાજે બતાવેલો રસ્તો ઘણી સારી રીતે યાદ રહેશે, માટે આજની રાત તો અહીંજ આરામ લઇશું. કેમકે આપણને થાક લાગ્યો છે, અને રાત્રી પણ પડી છે.

**સુંદર**--ભાઇ તારૂ કહેલું સત્ય છે મને પણ એક ડગલુ ચાલવાની શકિત નથી. ( બને જણ ત્યાં થોડે, થોડે છેટ નિંદ્રા વશ થાય છે ત્યાં બે લુંટારા આવે છે, )

**૧ લો લુંટારો**--અલ્યા હળવો, હળવો આય શિકાર તો આહીંજ મળયો, હવે નગરમાં ચોરી કરવા જવાની જરૂર નથી.

**૨ જો લુંટારો**—મેં નતુ કહયું આજે હુકન હારા થયા સે જોયું ઇનું ફળ હવે આપણું કામ કરીને ઝટ જતા રહીયે નહીતો ઓલ્યો જાગશે.

**૧ લો લુંટારો**—જો તો ખરો જાણે ઐદરની પરી હવે

રોટલા ઘડવાતો મટી ગયા. કેમ આપણા બે વચે આ એક ચાલશે કે દિનો પૈણુસે પૈણુસે કરતાં તો, થોડી મહેનતે ઠીક મળીસે, કેવી શે પકડ,

**૨ જો લુંટારો**—થાવું હું અકડ.

**૧ લો લુંટારો**—ઝટ જવુ એને લઇ.

**૨ જો લુંટારો**--ના બેઠી એકે થઇ.

**૧ લો લુટારો**--જાણે અંદરની પરી.

**૨ જો લુટારો**--હશે આકાશથી ખરી. આપણા બે વચે એ એક,

**૧ લો લુટારો**--ઘણો હારો એ વિવેક બાઇ હવે બધી રગ ઝગ મુકી એને લઇ ચાલો ઝટ જઇએ.

**૨ જો લુટારો**--હું ઝાલુંછુ એના પગ ને તુ ઝાલ માથુ

**૧ લુટારો**—ઝટ લઇને ચાલ્યા જઇએ, જાણે ધાડુ નાકુ.

( સુંદરને ઉંઘમાંજ ઉચકી જાય છે. )

**શુરશેન**--( જાગ્રત થઇ આશ્ચર્યતાથી ઘણી દીલગીરી સાથે આમ તેમ સુંદરને સોધે છે તે નહીં જડવાથી. )

**શુરસેન**---અહા પ્રભુ અચાનક આ શું કોપ શું હજુ સુધી અમને અમારા પુર્વ કર્મનાં ફળ નથી મળી રહયાં, એવાં અમે કેવાં પાપ કર્યાં હશે કે જેની આટલી બધી અમે સજા ભોગવીએ છીએ. દુખમાં દીલાસો :દેનારી બહેન તું ક્યાં ગઇ !

હવે હું તને ક્યાં સોધું મેં જાણ્યું જે હવે કાંઇક સુખનો વખત આવશે પણ તેતો સ્વપ્નાવત થઈ ગયું (નીચું જોઇને) આહા આ પગલાં મારાં તથા મારી બ્હેનનાં ન હોય, અહી કોઈ બે પુરૂપ આવેલા જણાય છે, ખરે તેજ ઉપાડી ગયા હશે ! પણ દુષ્ટો જાણતા નહી કે તેની પાછળ સોધ કરનાર કોઇજ નથી. કાયરો, મને તમારે જગાડવો તો

હતો, તમને મારા હાથની તો માલૂમ પડત, હવે તમે નાશીને કયાં જનાર છો, ગમે ત્યાંથી સોધીને જ્યારે હું તમારા ટુકડા કરી મારી બ્હેનની સ્હાય કરીશ, ત્યારેજ મને શાંન્તિ થશે. માટે ચાલ આ લોકોના પગલે, જઇને તેમને સોધી ઠારકરી મારી બ્હેનને છોડાવું તેમ છતાં કાંઈ પતો ન લાગે તો પાસેના રાજ્યમાં જઇ રાજાને આ વાત જાહેર કરૂં ક્ષત્રિનો ધર્મજ છે કે શર્ણ આવેલાને સ્હાય કરવી અને વળી એક અબળાને દુખમાંથી છોડાવા માટે તો સ્હાય કરશેજ, માટે તેમની મદદથી આ જંગલના ભોમીયા થોડા માણુશો મારી સાથે લઈ મારી વ્હાલી બહેનની શોધમાં ફરૂં- (જાય છે.)

**( સ્થળ કનકાવતીમાં કનકસેનની કચેરી. )**

**સિપાઈ**-કોઇ અરજદાર હાજર હે, (૨)

**સુરશેન**-(પ્રવેશ કરીને)-મહારાજા પ્રણામ કરૂં છું

**કનક**- રાગ ત્રિતાળ ચોપાઇ (૨૯)

કોણ છો તમે, કયાં થકી આવ્યા કહો અર્જ હોય જે લાવ્યા
તમે દીશો છો બાળેવેશ છોડયો કેમ પોતાનો દેશ.
કયું ગામ અને કયાં રહો છો. દુખપર દેશનું કેમ સહો છો,
સત્યવાત કહો તમે ભાઇ આવવું પડયું શા માટે આંહી;
મળશે અદલ અહીં ઇનસાફ, કહો હોય જે કહેવાનું સાફ.

**શુરશેન**-[સ્વગત] હુ મારી બહેનને જંગલમાં સર્વ સ્થળે શોધીને થાકયો પણ કાંઇ પતો મલ્યો નહી માટે બહેતર છે કે આ વખતે મદદ માગવી[વિચારીને) જેષ્ટ ભાઈ કનકશેન તો ન હોય અણુસાર તો એમનો આવે છે પણ તે અહી કયાંથી હોય;

**સુરશેન**-(દીગો રજા ક્ષત્રિની રીતી ધારીનેરે એ રાગ) [૩૦]
સુણો, સુણો મ્હારાજા અર્જ મ્હારીનેરે
અર્જ મ્હારીનેરે ખેદકારીને સુણો સુણો મ્હારાજા અર્જ મ્હારીનેરે-ટેક.

કાન્તિશેનનો કુંવર છોટો કર્મે કીધો સૌથી ખોટો,
ચંદ્રાવતી મુજ નગરી જાઉ વારીનેરે—સુણો સુણો- (કનક
ચમકે છે ]

કનકસેન મુજમોટો ભ્રાતા મૃત્યુ પામી છે અમ માતા,
દીધો દેશવટો પિતાએ ધીક્કારીનેરે સુણો સુણો. (કનક તેની
પાશે આવે છે)

બહેની બે બંધવ ત્રણુ ચાલ્યાં અઘોર, જંગલ માંહે મ્હાલ્યાં
ડસ્યો નાગ, થયો બે ભાન, હિંમત હારીનેરે સુણો સુણો

**કનક**—કોણ લઘુ બંધુ સુરસેન

**શુરસેન**—જ્યેષ્ટ ભ્રાતા કનસેન. [ભેટે છે.)

**કનકસેન**—નાગના મસ્તક ઉપરની મણી બતાવીને સુર-સેન આપણે તે દીવશે મધુરાવનમાં હતાં ત્યારથી મારી પાશે આ અમુલ્ય મણી આવ્યું છે, તે કયારે તથા કયાંથી આવ્યું તે કાંઈ હું જાણતો નથી, અહીંના કેટલાક અમીરો કહે છે કે જંગલાના કોઈ મોટા નાગના મસ્તકે આવી મણી થાય છે, તો તે બાબત તું કાંઇ જાણતો હોય તો મારો સંદેહદુર કર.

**શુરશેન**--કહે મોટા ભાઇ, તે વિશે હું બધું જાણું છું તે રાત્ર તમો નિંદ્રાવશ થયા તે વખતે હું ઝાડ ઉપર જઇને બેઠો હતો ત્યાં એક મોટો નાગ આવ્યો તેણે તે મણી ઝાડ નીચે મુકી, ત્યાર બાદ તે દુર ચારો સોધવા માટે ગયો, પછી મેં નીચે ઉતરીને તે મણી લઇ આપના દુવાલના છેડે ચુપકીથી બાંધો, જેના પ્રતાપે આપને રાજ્ય પ્રાપ્ત થયું છે, પછી તેના જડબા માંહેથી મેં આ બીજી મણી કાઢી લીધી જુવો આ પ્રત્યક્ષ ( બતાવે છે. ) જેના પ્રતા-પથી મને સવા લક્ષની કીંમતનું મોતી દરરોજ પ્રાપ્ત થા-ય છે, ત્યાર બાદ મને એક નાગણુ કરડી ત્યાં બે વાદીએ આવી તેનું ઝેર ઉતાર્યું. ત્યાર પછી હું આવતો હતો ત્યાં જંગ-

લમાં સુંદર બહેનનું મડદું પડ્યું હતું ત્યાંથી કાસ્ટ વીણી લાવી હું બહેન સાથે બળી મરવા વિચાર કરતો હતો ત્યાં બે જોગીએ આવી બહેનને સજીવન કરી.

**કનક**--આહા સુંદર બહેન સજીવન છે? આ શુભ પ્રસંગ તે કયાં છે જલ્દિ બોલ ભાઇ!

**સુરશેન**—ત્યાર પછી અમે ત્યાંજ નિંદ્રાવશ થયાં, કહેવાને ઘણોજ દીલગીર છું કે ત્યાંથી હું નિંદ્રામાંજ હતો અને બહેનને કોઈ લુચ્યાઓ ઉપાડી ગયા, હું તે જંગલમાં સોધીને થાકયો પણ બહેનનો કાંઈ પત્તો મલ્યો નહીં, જેથી અહીંના રાજાને આ વાત જાહેર કરવાના ઇરાદાથી હું અહીં આવ્યો.

**કનક**—હા તે દુષ્ટોના શા ભાર છે! મારા સુરવિર સિપાઇઓં તમે સર્વ એકદમ જઇ જયાં સુંદરબા હોય ત્યાંથી એકદમ તેડી લાવો જે તેડી લાવશે તેને સારૂ ઇનામ આપવામાં આવશે.

( સુંદરને ઓળખવા કેટલીક નિશાનીઓ આપે છે. )

**સિપાઇઓ**--મહારાજા આપ નિશ્ચિંત રહો, અમે સુંદરબાને જલ્દિ શોધી લાવીશું. ( જાય છે. )

કયાંથી આ સંભાળ મધુર સ્વર કયાંથી સંભળાય એ રાગ (૩૧)

**કનક**—

સ્વારથીઓ અપાર પ્રભુ હું થયો સ્વારથી ઓ અપાર.<br>
તજી બહેની હૈયાહાર, પ્રભુ હું થયો સ્વારથીઓ અપાર.<br>
બંધુ તજ્યો તો, બહેનીની સાથે, ન કાંઇ વિચાર.<br>
ઇશ કૃપાથી બંધુ તો મળયો, હશે કયાં બહેની આ વાર.<br>
પ્રભુ હું થયો,-ટેક.

કઠણ હૃદય મારૂં થયું મુકી બહેની તે ઠાર.<br>
તન, મન, ધન, મારૂં ગયું. આ જગની મોઝાર<br>
પ્રભુ હું થયો-

મુજ ઉપર ગુજરી, પિતા પાદશાહ જાણી. એ રાગ (૩૨)

**સુરશેન**—તું સાંભળને મુજ ભ્રાત વાત આ મારી.

કુંતલપુર જવા કરી છે વૃતિ વિચારી.

બહેની સોધવાને, થયો છે વિચાર જો.

પણ પુછવા માટે વિચાર કરૂં છું તુજને.

બંધુ મહારા કહે, શું છે વિચાર તા'રો.

ક્ષત્રિ જાતિનો વિચાર કરી ચિન્તધારો.

જાવા દે જલદિ બંધુ મહારા મુજને તું.

થોડા દિવસમાં જલદિ પાછો આવીશ હું.

**કનક**— ( રાગ સદર ) (૩૩)

બંધુ મહારા તું મુને મુકી કયાં જાયે, કહે મા'રાથી અહી એકલુ કેમ રહેવાયે.

નહીં જાવા દઉં હું, તુજને કયાંઈ ભાઇ, મહેરબાની કરીને મુકી દે હઠીલાઇ.

કેમ માછલુ જેમ તરફડે જળવિના તેમ થઇ જશે તુજ વિણ ભાઇ મુજ બિના.

મુકીદે બંધુ વિચાર સર્વે તારા વચનો મ્હારાં માનને ઓ પ્યારા.

**શુરસેન**-- ગીતીવત ( ૩૪ )

આ શું બોલ્યો તું બંધું ઘટે નહીં તારે ઘેલું થાવું.

સત્વર રજા દે મુજને, થોડા દિવસમાં જરૂર જઇ આવું.

**સુરસેન**—ભાઇ, કુંતલપુર દરિયા કિનારે મોટું બંદર છે તો આપ જાણો છો, માટે તે લૂચ્ચાઓ બહેનને લઇ ત્યાં પણ ગયા હોય, કારણકે જંગલમાં બહેનનો કયાંઇ પત્તો નથી, નગરમાં સિપાઇઓ તપાસ માટે ગયા છે, અને હું દરીયા કીનારાનાં તમામ બંદરોમાં ફરીને ગમે ત્યાંથી બહેનનો પત્તો મેળવીશ માટે મારે ત્યાં જવું ઉત્તમ છે.

**કનક**—વારૂ ભાઇ ત્યારે તારો એવોજ નિશ્ચય છે તો આપણા લશ્કરમાંથી તારી મરજીમાં આવે તેટલા સિપાઇ લઇને પાંચ, સાત વ્હાણના કાફલા સાથે કૂચ કરી ત્યાં તપાસ કરી જલદી પાછો આવ. જ્યાં સુધી તું નહીં આવે ત્યાં સુધી મને ચેન પડશે નહીં,અને હું પણ બહેનને શોધવા માટે ઝાડી, જંગલ અને પર્વતોની ગુફાઓમાં તપાસ કરવા જાઉં છું, કચેરી બરખાસ્ત કરો, ( જાય છે. )

( કચેરી બરખાસ થાય છે. )

**સ્થળ**-જંગલ, પુસ્પાવતી નગરીનો પાટવીકુંવર પુસ્પસેન તેના મિત્ર કનકસેનને મળવા જતો હતો તે આ જંગલમાં થઇને જાય છે,

**પુષ્પસેન**—( સ્વગત ) આહા ઇશ્વરની કેવી અદભુત લીલા છે ? તે પ્રાણી જાતના સુખને માંટે કેવા પ્રકારની વસ્તુઓ બનાવે છે. જંગલમાં પણ જુવો તો રંગ બેરંગી તથા સ્વાદીષ્ટ અને સુગંધમય ફળ ફુલ, નિર્મળ પાણીના અખંડ વહેતા ઝરા તથા સુંદર રંગ બેરંગી મધુર સ્વરવાળાં પક્ષિઓ, અને બીજાં અનેક પ્રકારના સુખ આપના સારૂ સાધનો કર્યાં છે. જેણે જંગલમાં આટલું બધું કર્યુ છે તેણે વસ્તીમાં માણસના માટે એકે વસ્તુ બાકી રાખી નથી, આટલું છતાં માણસ તેના તમામ ઉપકારો ભુલી જઇને કેવળ દગાબાજીમાં, લઢવામાં, હાસ્ય મસ્કરી કરવામાં, અને બીજા એવા નકામા કામમાં પોતાનો સર્વ વખત વ્યર્થ ગુમાવે છે, કોઇ તરસ્યાને પાણી આપે છે તો પણ તરસ્યો માણસ તેના મનમાં પાણી આપનારને કહે છે જે તારૂ સારૂ થજો તો જે જન્મથી મરણ સુધી આપણુ રક્ષણ કરે છે, આપણુને જોઇતી સર્વ ચીજો પુરી પાડે છે, તેનો કેટલો ઉપકાર માનવો જોઇએ. ખરે જંગલ તરફ જોતાં પણ જગકર્તાની

આપણા ઉપર કેવી દયા છે તે જણાઈ આવે છે, થાક પણ લાગ્યો છે માટે આજ તો અહીં જ આરામ લઉં, પ્રિય મિત્ર કનકસેન તમે કયાં મળશો, તમારી બહેનને સોધવા જવું હતું તો પહેલેથી મને કેમ ન કહયું અરે પણ આ જંગલમાં માણસનો અવાજ કયાંથી, આ પાસેજ બે માણસ આવતા જણાય છે. સાથે કોઇ સ્ત્રી પણ છે, શું તે લુંટારા તો નહી હોય ! ભલે એના પાવીસ આવે તેમને ક્ષત્રિ બચાને શું કરનાર છે પરંતુ હમણાં નિંદ્રાવશ થવું તે ભય ભરેલું છે માટે હમણાં આ ઝાડના પોલમાં સંતાઈ રહીને તેમની ચર્ચા જોવી કે તે કોણ છે અને શું કરે છે.

( સંતાઇ જાય છે, )

( બે લુંટારા સાથે પ્રવેશ કરે છે. )

**૧લો લુંટારો**—કેમ વ્હાલી હજુ તાબે થવું છે કે નહીં તો યાદ રાખ કે તારૂ મૃત્યુ થતાં સુધી તને છોડનાર નથી.

**સુંદર**--પાપી, શું તમે એમ સમજો છો કે આ સતી તમારે તાબે થાય, ભલે આકાશ, જમીન એક થાય, સમુદ્રનાં પાણી સૂકાઇ જાય, પૃથ્વી રસાતાળ જાય, પણ આ સુંદર કદિ તમારી નહીંજ થાય, વિચાર કરો કે સિંહની મુછનો વાળ, કૃપણનું ધન, ભોરીંગની મણી અને સતિનો કેડો લેવામાં કોણ ફતેહ પામ્યું છે ?

**૨ જો લુંટારો**—એમ તુ તાબે નહી થાય આમ થઇશ. લેતીજા (ચાબુકથી ખુબ મારે છે) સુંદર બુમો પાડીને રડેછે.

**પુષ્પસેન**—(સ્વગત) અરે આ અનાથ અબળાનો પોકાર મારાથી સહન થઇ શકતો નથી પરંતુ જોઉતો ખરો તેઓ કેટલે સૂધી તેને રીબાવે છે પછી તેમને સજા કરવા હું તૈયારજ છુંના.

**સુંદર**— રાગ સીહાનો કનરો (૩૫)

હોરે પ્રભુજી, ચઢ મુજ વારે, તુજ વિણ મુજને અન્ય ન તારે
હોરે—ટેક.

દુષ્ટ લુંટારા, દુખ બહુ દેછે, પાપી વચન બાણ મુજને મારે,—હોરે
દયાળુ થઇને દુખ કેમ આપે, વિશ્વેશ્વરા વિભુ સ્હાય તું થારે—હોરે
પતિવ્રતા હુંછુંરે કુવારી, કાન્ત મેળવી કરીશ શાંન્ત તું કયારે—હોરે,
જન્મ ધરીને આ દુનિયામાં, કયાંઈ ના દિઠો સંસારમાં સાર હોરે

**૧ લુંટરો**—શું ત્યારે તું તાબે નહીંજ થા, એમજ વિચાર હોય તો આ તલવારને તાબે થવા તારા ઇષ્ટ દેવનું સમરણ કરી લે.

**સુંદર**—ભલે મારી નાંખ્ય, જલદીથી. (તેની પાસે આવી માથું ધરેછે લુંટારો તલવાર ઉગામેછે.) સુંદર—પ્રભુ લેજે તારા શરણમાં.

એકદમ ખુલી તલવાર સાથે ઝાડમાં કુદી બહાર આવી

**પુષ્પસેન**—સબુર સબુર દુસ્ટો શુ તમે જાણુતા નથી કે તે અબળાને સ્હાય કરવા આ ક્ષત્રિ પુત્ર તૈયારજ છે ?

**લૂટારો**—તું ભલે આવ્યો ચાલ પહેલો તારોજ હીસાબ કરી નાંખુ.

**પુષ્પશેન**—તમારા એના સામે લઢતાં મને શરમ આવે છે તથા લઢાઇનો મારો શોખ પણ પૂરો નહીં થાય માટે તમારા બીજા સાગરીતો હોય તેમને તમારામાંનો એક જણુ બોલાવી લાવો,

**સુંદર**—અરે શુરવીર ક્ષત્રિ કુમાર, મારૂં મૃત્યુ એવાજ પ્રકારનું થવાનું હશે માટે તમારો જીવ મારે માટે જોખમમાં ન નાંખો,

**પુષ્પશેન**—અરે અબળા, જે ક્ષત્રિ ગાય, સ્ત્રી અને શરણે આવેલાને સ્હાય ન કરે તેને ક્ષત્રિ ન જાણવો, આતો

ફક્ત એજ છે, પરંતુ ગમે તેટલા હોય તો પણ શું થયું, ક્યાં સિંહ અને ક્યાં શિઆળવાં.

**બીજો લુંટારો**—ચાલ તૈયાર થા, સિંહ કે શિયાળ તે હમણાંજ બતાવું છું.

(બંન્ને ચોર સાથે પુષ્પસેન લઢે છે. સુંદર પુષ્પસેનની જીત થવા માટે ઇશ્વરની પ્રાર્થના કરે છે, પુષ્પસેન બંને લુંટારાને ઘાયલ કરી કેદી બનાવે છે. સુંદર પણ તેનાથી બનતી તેને મદદ કરે છે. પુષ્પસેને કેદીઓને પોતાના કબજે રાખ્યા છે, સુંદર પુષ્પસેનની રૂધીરથી ખરડાંએલી તલવાર સાફ કરવા માગી લે છે, તેવામાં ત્યાં એક વિક્રાળ સિંહ પાછળથી ગર્જના કરતો આવે છે. તેને દૂરથી આવતો જોઇ પુષ્પસેન તલવાર માગે છે ત્યાર પહેલાં સુંદર હિંમ્મતથી સીંહના સામી જઇ સિંહને મારી નાંખે છે, પુષ્પસેન તેને સાબાશી આપે છે.)

**પુષ્પસેન**—રાજ્ય બાળા હવે આ કેદીઓને તમો કંઈ શિક્ષા કરવા ઇચ્છોછો?

**શુંદર**—શુરવીર રાજ્ય કુમાર, ક્ષત્રિનો ધર્મ એ છે કે શરણે આવેલા શત્રુને માફી આપી છોડી મૂકવો. (કેદી થએલા લુંટારા ફરીથી આવું દુષ્ટ કામ નહીં કરવા પ્રતિજ્ઞા લે છે તથા માફી માગે છે જેથી તેઓને છોડી મુકે છે તેથી લુંટારા ચાલ્યા જાય છે.)

**પુષ્પશેન**—અરે બાળા તું કોણ છે તથા આ જંગલમાં લુંટારાને હાથે કેવી રીતે સપડાઇ.

**સુંદર**—પરાક્રમી પુરૂષ, હું કોણ છું તે વિષે તમે મને પૂછશો જ નહિ. કેમકે મારી હાલની સ્થિતી ઉપરથી હું એક રાજ્ય પુત્રીછું એવું કોણ કહી શકશે? હું આ જંગલમાં મારા ભાઇ સાથે ભાવી પ્રયોગે આવી ચઢી અને અમે બંન્ને નિંદ્રાવશ થયાં, અને તે સ્થિતીમાંજ મને લુંટારાઓ

અહીં લાવ્યા, હાલમાં મારો ભાઇ ક્યાં છે તેની મને બીલકુલ માલૂમ નથી, અત્યારે હું નિરાધાર છું. મારા ભાઇનું નામ સુરસેન છે, આપ કોણ છો ?

**પુષ્પસેન**—રાજ્ય કુમારી, હું પુષ્પાવતી નગરીનો પાટવી કુંવર છું, મારૂં નામ પુસ્પસેન છે, હું પાસેના રાજ્યમાં મારા મિત્રને શોધવા આ રસ્તેથીજ જતો હતો તેવામાં તમારો વિલાપ સાંભળીને ત્યાં રોકાયો, ત્યાર પછીની હકીકત તો તમે જાણો છો. (સ્વગત)—આહા શું સુંદર સ્વરૂપ છે, રાજ્ય કુમારી ગમે તેવા દુઃખ સહન કર્યા છતાં પણ રાજ્ય બીજ છાનું રહે નહિં. મારૂં મન કેમ તેના પ્રેમમાં ખેંચાયછે, મન સબુર કર, ઇશ્વર સૌ સારાં વાનાં કરશે, રાજ્ય બાળા, આ જંગલ છે તેમજ તમે સ્ત્રી જાત છો માટે આ મારી પાસે ભગવી બે કફનીઓ છે તે આપણે બંને પહેરીને આ જંગલ પસાર થઇ જઇએ, જેથી કાંઇ અડચણ આવે નહીં અને વખત આવે તેનો ઉપયોગ કરવા શારૂજ જ્યારે જ્યારે હું દેશ છોડું છું, ત્યારે હું તેને વેષ બદલવા માટે મારી પાસે જ રાખું છું. (એક કફની સુંદર તથા એક પુસ્પશેન પહેરી બંને જોગી વેશે જાય છે, રસ્તે ચાલતાં.)

**સુંદર**—(સ્વગત) રાજ્ય કુમાર કેવા પરાક્રમી છે તે સાથે બોલવાની કેવી મધુરતા. શું એમની સુંદરતા, મારા ઉપર તેમણે ઉપકાર કર્યો છે તેના બદલામાં હું તેમને મારૂં તન. મન, અને ધન આપીશ. (પ્રકાશ) વિર પુરૂષ આપને સંસાર સમુદ્ર પાર ઉતરવાને સાથી મળ્યો છે કે નહીં ?

**પુષ્પસેન**—(સ્વગત) આહા મને જેમ થાય છે તેમ આના મનમાં પણ તર્ક વીતર્ક થાય છે ખરા. (પકાશ) રાજ્યબાળા મને યોગ્ય સ્ત્રી નહી મળવાથી હજુ સૂધી મેં લગ્ન કર્યાં નથી, તમારાં લગ્ન કયારે અને કયાં થયાં છે. ?

**સુંદર**--વ્હાલા મારાં લગ્ન હમણાંજ અહીં તમારીજ સાથે થયાં એમ મારા મનથી મેં પ્રતિજ્ઞાજ કરી છે, હવે ફક્ત સાસ્ત્ર વિધીથીજ હસ્ત મેલાપ થવો બાકી છે, તે આપણા રાજ્યમાં ગયા પછી થતાં કયાં વાર છે.

**પુષ્પસેન**--સુંદરી, તારા માત પિતાની આજ્ઞા સિવાય આમ બોલવું તે તુને ઘટીત નથી.

**સુંદર**--પ્રિતમ, મારા માત પિતા અહીંથી ઘણા ગાઉ દુર છે. જ્યારથી મને આપનાં દરશન થયાં ત્યારથી તમે મારૂ મન હરણ કરી લીધું છે, વળી તમે મારો પ્રાણ બચાવ્યો છે, તો શું આપ મને નહીં સ્વિકારો એમ કેમ બને!

**પુષ્પસેન**--તમારો એજ નિશ્ચય છે તો આગળ ઉપર ઈશ્વર સૌ સારાં વાંનાં કરશે પરંતુ હાલતો ચાલો આ જંગલની બહાર નીકળી જઇએ. ( બંને જોગીને વેશે જાય છે. )

**સ્થળ**--ચંદ્રાવતી નગરીમાં કાન્તિસેનનો રંગ મહેલ. તારામતી ખુરશી ઉપર રત્નાની વાટ જોતી બેઠી છે.

**રત્નો**--( પ્રવેશ કરી ) કેમ વ્હાલી ખુશીમાં તો ખરી ?

**તારામતી**--મારા હૈયાના હાર, આપના દર્શનથી વિશેષ.

**રત્નો**--અરે તુ તો ઘણી ખુશી પરંતુ હું તો ઘણોજ દીલગીર.

**તારામતી**--પ્રાણેશ મારા બેઠાં તમારે દીલગીર થવાનું કારણ શું છે! જલ્દિ બોલો જે હોય તે.

**રત્નો**--આહા જો એમજ હોય તો હું જે માગુ તે આપવા મને વચન આપ.

**તારામતી**--( સ્વગત ) માગીને શું માગશે મારી પાસે સર્વે વસ્તુ હાજર છે, અહીં શું ખોટ છે, ( પ્રકાશ )

શું તમે નથી જાણુતા કે મેં તમને મારૂ તન, મન, અને ધન સર્વે અર્પણુ કરેલું છે, ખુશીથી જે જોઇએ તે માગી લો તે આપવા આ વચન છે. તમારાથી કાંઇ વધારે નથી.

**રત્નો**— રાગ લાવણીને મલતો. [ ૩૯ )

સુણુ પ્યારી મારી જાઉં તુજ મુખપર વારી.
ચંદ્ર સમું સુંદીર કાંન્તિ અતિસારી.
દાન કર્મ માહ્યરાં, મળી મને આ નારી.
વણુ સાધુએ ઉધડ્યાં ભાગ્ય, થઇ તું મારી.
હવે કરી કૃપા એક, કષ્ટ પ્રિયા તમે કાપો.
નવ લખી સાડી સાથે, રૂવાલ મને આપો.

**તારા**—( સ્વગત ) સ્ત્રીની બુધિ પાનીયેજ મ્હેં કાંઇ પણુ વિચાર નહીં કર્યો અને એકદમ વચન આપ્યું, હવે શું કરવું, ( પ્રકાશ ) પ્રાણેશ, આપને તે વસ્તુઓ સાથે શું અગત્ય છે, તેને બદલે બીજી કંઇ કીમતી વસ્તુ આપુ તો કેમ ?

**રત્નો**—મારે શી જરૂર છે તે પુછવાની તારે જરૂર નથી જરૂર સિવાય મ્હેં માગ્યુ નહી હોય, ન આપવું હોય તો કહે કે મારૂ વચન ગયું. એટલે હું ચાલ્યો જાઉં, પ્રિત તો એવીજ કરીએ. સ્ત્રીનો વિશ્વાસ સ્યો, નાહકનો મને ફસાવ્યો ! બસ આટલેથીજ માલુમ પડ્યું કે તેં મને તન, મન, અને ધન માત્રજ નામનાંજ રોપ્યાં છે, કામનાં નહી, હું તો આ ચાલ્યો. ( જવા માંડે છે. )

રત્નાને જતાં અટકાવીને.

**તારામતી**—( સ્વગત ) પ્રથમથીજ વચન આપ્યું છે માટે આપ્યા સિવાય છુટકો નથી. અને આટલા દિવસ મને જે આનંદ મળયો છે તે પણુ તેનાથીજ અને અત્યારે પણુ મને કામાગ્નિ ઘણો વ્યાપ્યો છે. જો નહીં આપુ તો મને

આ સ્થિતીમાં મુકી ચાલ્યો જશે. ડર ફકત મહારાજનો છે, તેમને કહી શું જે ચોરી થઇ તેથી મહારાજ બીજું કાંઈ પુછે તેવા નથી (પ્રકાશ) રત્નલાલ હું તો તમને સ્હેજ હસ્તી હતી તેમાં તમે આવડા ગુસે શું કરવા થાવ છો, શું મારો વિશ્વાસ નથી આવતો! બીજી સ્ત્રીઓના જેવી મને સમજતા ના લ્યો તે બંને કાઢી આપું પછી કાંઇ? (કાઢીને સાડી તથા રૂવાલ આપે છે,) પરંતુ કહેવાનું એટલુંજ કે માહરાજને આ વસ્તુઓ તમારી પાસે છે તેની બીલકુલ માલુમ ન પડવી જોઇએ માટે આ નગરમાં તો તેનો ઉપયોગ કરતાજ નહી, નહીં તો તેમાંથી વિપરીત થસે ચાલો હવે શયન ગ્રહમાં જઇ આરામ લઇએ.

**રત્નો**--તે બાબતથી તારે નિર્ભય રહેવું તેમાં તારે મને કહેવું પડે તેમ નથી, હું બધું સમજું છું. મહારાજતો શું પણ આપણા બે સિવાય ત્રીજું કોઇ જાણનાર નથી ચાલો બાકીની હકીકત શયન ગૃહમાં કહીશું (જાય છે.]

**સ્થળ**--દરિયા કિનારે કુંતલપુર બંદર સુરશેન કિનારે પોતાને હમેશાં સવાલક્ષનું મોતી પ્રાપ્ત થતું તેવાજ મોતી અમુક દિવસનાં એકઠાં કરી તેનો ગળચવો ગુંથી તૈયાર કરી તેને જોતો આમ તેમ ફરે છે. તેના સિપાઈઓમાંના કોઇ ગામમાં ગયેલા કોઇ વ્હાણમાં નિદ્રાવશ થયેલ, અને કોઇ પોતાનું કામ કરે છે.)

**સુરશેન**--(સ્વગત) આહા કુદરતી મોતીનો ગળચવો કેવો સુંદર લાગે છે! તેને આ રાજ્યમાં ભેટ તરીકેજ મોકલવો, આપણે વળી બીજો બનાવી લઇશું અહીનો રાજા પણ શું જાણે કે તેના રાજ્યમાં કોઇ રાજ કુમાર આવ્યો હતો સામે કોઈ આવતુ જણાય છે. જે હશે તે હમણા જણાસે. ?

( થોડીવારે ત્યાં એક સિપાપ પ્રવેશ કરે છે. )

**સુરશેન**—ભાઇ શું તમે આ નગરના રહીશ છો.

**સિપાઇ**—મહારાજ આપ કોઇ રાજવંશી હો એવું આપની મુખાકૃતિજ કહી આપે છે. હું આ નગરનો રહેવાશીછું અને અહીના રાજાના જનાનખાનાનો ઉપરી છું.

**સુરશેન**—ત્યારે અહીંના રાજાને સું સંતાન છે તે તો તમને માલુમ હશેજ.

**સિપાઇ**—હા મહારાજ અમારા રાજાને ફકત એક પુત્રીજ છે અને તેમનું નામ રસિકા છે. હાલમાં તેઓ સખિઓ સહીત માહાદેવ દરસન કરવા ગયાં છે.

**સુરશેન**—વારૂ ત્યારે આ ગળચવો તમારે તે કુંવરીને એવું કહીને આપવો કે દરિયા કિનારે સુસાફરી કરવા આવેલ કોઇ રાજ કુમારે તમોને આ ભેટ મોકલી છે. ( ગળચવો આપે છે. )

**સિપાઇ**—વારૂ મહારાજ આ જલ્દિ જઇનેજ આપુ છું. ( જાય છે. )

**સ્થળ**—કુંતલપુરમાં મહાદેવનું દેવળ તથા બગિચો મહાદેવનાં સખિયો સહિત દરશન કરી આવ્યા પછી.

**રસિકા**—બ્હેનો આ બગિચામાં એકાદ ગરબો ગાઇએ પછી ઘરે જવાશે.

**શાંતાગવરી**—હા બ્હેન ચાલો,

રાગ પુનમચાંદાની ખીલી પુરી અહીંરે, ( ૩૭ )

**રસિકા તથા એક સખી**—

**સજની ધર્મ પવિત્ર પતીવ્રત કેરો ધારીએરે,**
**કરીએ વિવેકથી વિવિધ વિચાર,**
**આણી પ્રિતી સુનીતીમાં ચીત લગાડીએરે–ટેક.**
**જેથી પામીએ શોભા સારી સંસારમાંરે,**

વળી રીઝે કૃપાધારી જગ રચનાર- આણી પ્રિતી.
**સાખી**—ધર્મ નિતી ધરવી સદા, રાખી અંગ ઉમંગ;
પણ થવા દેવો નહીં કદી, કુસંગી પ્રસંગ.
સખીઓ મન વશ કરીને, મગન થઇને મ્હાલવુંરે,
નીરખીને હરખે છે સરવે નરને નાર- આણી પ્રિતી.
પરપુરૂષના સ્પર્શને, કરીએ મનથી દૂર;
પતિ પરમેશ્વર ધારીને, ભક્તિ ધરીએ ઉર.
અંધ રોગી કે દરિદ્ર હોયે દેહથીરે,
પણ શેવા કરવી પૂરણ ધરીને પ્યાર- આણી.
પાળે પતિવ્રત પ્રેમથી પીતૃ સ્વરગે જાય,
પોતે પતિ સંગે રહી, સુખ ભોગવે સદાય.
દેહ ત્યાગીને વસે તે તો વૈકુંઠમાંરે,
વસે નરની સાથે નારી તે નિરધાર- આણી,
પતિવ્રતાનું કુળ તે, રવી સમ કરે પ્રકાશ;
શ્રેષ્ટ ગણી તે નારને, નિર્મળ મન સુવાસ;
કરે નિત્યે સતસંગ કોઇ સંતનોરે, ધરે શ્રી હરીમાં હૈયે
આણી પ્યાર-આણી.
વ્યભિચાર વરત્યા થકી, જગમાંથી જશ જાય;
આ જગમાં તે સુંદરી, નીર્બળ મુઢ ગણાય,
તેની ભક્તિથી ના રીઝે શ્રી લક્ષ્મિપતિરે,
વળી શેવામાં અધર્મ તે ધરનાર- આણી
તેથી તજો વ્યભિચારને, કરો અનીતી દૂર;
સતનો સજો શણગારને,તજો કપટ તમે દૂર.
ધર્મ દાખી ગાવો ગુણ તે વિવેકનોરે,
સમરો રાધાવર નિશદિન કરે ઓધાર- આણી.
જગમાં જે જન્મિ કરે, કુકૃત નરને નાર;
તે મૂવો નર જીવતો, નારીને ધીકાર.

માટે સર્વે બ્હેનો સત્ય રીતે ચાલજોરે,
દુનિયા માંહે બ્હેનો સત્ય એ છે સાર- આણી.

( દરિયા કિનારે ફરવા ગયેલો જનાનખાનાની દેખરેખ રાખનાર સિપાઈ સુરસેને આપેલો મોતીનો ગળચવો રસિકાને આપવા આ બાગમાં આવે છે. )

**સિપાઈ**-રસિકામા, દરિયા કિનારે મુસાફરી કરવા આવેલ કોઇ રાજ્ય પુત્રે આ ગળચવો આપને ભેટ તરીકે આપવા મોકલ્યો છે. ( સિપાઇ આથી જરા દુર જઇ સંતાયછે.)

**રસિકા**-( સ્વગત )-આહા, શું સુંદર ગળચવો બનાવ્યો છે. કેવાં ઉમદાં મોતી, ખરે આ દરેક મોતી કુદરતીજ છે, જો કે આપણો દેશ દરિયા કિનારે છે તોપણ આ દેશમાં આવું એકે મોતી કોઈ પાસે નહીં હોય, અને વળી તેની ભરવાની ચતુરાઇએજ મારૂં મન હરણ કરી લીધું છે.( સખી પ્રત્યે ) બ્હેન, જો તો ખરી, કેવો મનહર ગળચવો છે, મને તે કેવો શોભે છે ? આહા જે રાજપુત્રે મને આવી ઉમદા ભેટ આપી, તેને મારે શું આપવું ? મારી પાસે આવી ઉમદા ચીજ એકે નથી. ( વિચારીને ) હા તેના બદલામાં હું તેમને મારૂં તન, મન અને ધન આપીશ. હું તેમની અર્ધાંગના થઇને રહીશ, ગમેતેમ હોય પણ તેજ મારો પ્રાણપતિ.

**સખી**—હાં, હાં, બ્હેન તમારા પિતાશ્રીને પૂછ્યા સિવાય આ એકદમ શું બોલો છો ?

**રસિકા**-બ્હેન સતિને પતિ અને વચન એકજ હોય છે, તો મા'રે બે નહિં થાય.

**બીજી સખી**-બ્હેન તમારો દ્રઢ નિશ્ચય હશે તો ઇશ્વર સૌ સારાં વાનાં કરશે. કારણ કે મહારાજાને ફક્ત તમારા ઉપરજ આધાર છે તેમને કયાં સાત પાંચ છોકરાં છે તે તમારૂં કહ્યું નહીં માને ? જેમાં ગણો તેમાં ફક્ત તમેજ છો.

**સિપાઇ**-( પ્રવેશ કરી )—બા જમવાનો વખત થયો છે માટે પિતાશ્રી આપની રાહ જૂવે છે.

**રસિકા**-બાપુને જઇને કહે કે આજે તેમની તબિયત નરમ છે માટે હમણાં જમવા નહિ આવે. ( સિપાઇ પાછો જાય છે, રસિકા ગળચવો ખુશી થતી આમતેમ જૂવે છે તથા તેના પિતા રમણસેનને દૂરથી આવતો જોઇ ગળચવો સોડીઆમાં સંતાડી દે છે. તથા બીજી વાતો કરવા માંડેછે.)

**રસિકા**-બ્હેન સામેથી કોણ આવતું જણાય છે પિતાશ્રી તો નહોય,

**સખી**-ખરે તેજ

( બધી બ્હેનપણીઓ આસપાસ જતી રહે છે, રસિકા ત્યાંજ ઉભી રહે છે. )

**રમણસેન**--બ્હેન, આજે તારો ચ્હેરો કાંઇક દીલગીરી સાથે કાંઇક પ્રફુલ્લિત જણાય છે, તો તેનું શું કારણ છે ? તારે જે જોઇએ તે ખુશીથી મારી પાસેથી માગીલે તારી તબિયત નરમ હોય તેમ કાંઈ મને જણાતું નથી, માટે નાહક શા માટે દિલગીર થાય છે. લે આ વચન જે જોઇએ તે માગી લે તારાથી મારે કાંઇ પણ વધારે નથી. મારો સર્વ આધાર તારા ઉપર જછે, ( વચન આપે છે. )

**રસિકા**--( ગળચવો બતાવીને ) બાપુ જુવો આ ગળચવો કેવો સુંદર છે ! મારે માગી લેવાનું એજ કે, મને તે ગળચવો આપનાર સાથે મારૂ ... ... ... ...

**રમણસેન**--બ્હેન આપણા જનાનખાનાની દેખરેખ રાખનાર સિપાઇએ તે સર્વ બાબતથી મને જાણીતો કર્યો છે, તથા તેં જે પ્રતિજ્ઞા કરી છે તે તેણે અહી છુપી રીતે રહી સાંભળી હતી, તે પણ મને કહયું છે મારી ઇચ્છા પણ તેવીજ હતી કે તને ઇચ્છીત વર વરાવવો, કારણ કે

તે રીત સર્વેને સુખકર્તા તથા મને પસંન છે તું કયાં નથી જાણતી કે આપણા રાજ્યમાં ઈચ્છાવર વરવાનો ઉત્તમ કાયદો ઘણાં વર્ષથી ચાલે છે, અને તેથીજ પુત્રી આગળ ઉપર સુખી યા દુઃખી થાય તેનો ઠપકો મા, બાપ ઉપર રહેતો નથી અને ઇચ્છાનુસાર લગ્ન થવાથી તે જોડામાં સારી પેઠે પ્રેમ બંધાય છે તથા તેથી સુખરૂપે આ સંસાર સમુદ્ર તરી જાય છે. આ વિગેરે ઘણા બીજા ફાયદા છે તે સર્વ વિચારી મેં પણ તેજ રાજ્ય કુમારને દરિયા કીનારેથી તેમનાં સર્વ માણસો સહીત બોલાવવા હાથી, ઘોડા વિગેરે સાધનો મોકલીનેજ હું અહિં તને બોલાવા માટે આવ્યો છું, માટે બ્હેન હવે તું જલ્દિ ચાલ કેમકે તારી ઈચ્છા પ્રમાણે શુભ અવસર જોઇ તેજ રાજ્ય કુમાર સાથે તારાં લગ્ન કરવાનો મ્હેં પણ પ્રથમજ ઠરાવ કરેલો છે.

**રસિકા**—( હર્ષથી )—ચાલો બાપુજી. ( જાય છે. )

**સ્થળ**—રસિકાનો રંગ મ્હેલ. રાગ કેરબો, ( ૩૮ )

**સુરશેન**—ધન્ય, ધન્ય છે આ દિન મુજ ભાગ્ય અતિ,
મુજ ભાગ્ય અતિ.
પામ્યો સુંદીર સતી, ધન્ય, ધન્ય છે આ દિન મુજ
ભાગ્ય અતિ—ટેક.
મનહર મુખડું શોભિત સારૂ પ્રેમ તણો ભંડાર.
શાણી પ્યારી શું તલસાવો,— — —

**રસિકા**—આધિન છું આ વાર.

**સુરશેન**—ધન્ય, ધન્ય, છે આ દીન—ટેક.

**રસિકા**—હુકમ સરવે શિર ચડાવી, રહીશ હવે હજુર,

**સુરશેન**—પ્રેમપાસમાં ફસાવ્યો તેં,

**રસિકા**—જો જો થાતા દુર.

**સુરશેન**—ધન્ય, ધન્ય છે આ દીન.

**સુરસેન**-( સ્વગત )-હા શું મારી બહેનની શોધ કરવી તો ભૂલીજ ગયો. ધિક્કાર છે મને, બ્હેન જાણે કઈ સ્થિતીમાં હશે અને હું અહીં સુખ ભોગવું તે નહિજ બને, મેં આટલા દિવસ અહીં નકામાજ ગુમાવ્યા, હજુ વખત છે માટે ચાલ્ય એકદમ ચાલ્યો જઉં. આ દેશમાં ખબર કાઢવા મોકલેલ તમામ સિપાઇઓના કહેવાથી એમજ સિધ થાય છે જે સુંદરબા આ દેશમાં તો નથીજ. માટે અહીં થોડા સિપાઇઓને તપાસ જારી રાખવાનું કહી મારે કનકાવતી એકદમ જવું, કનકભાઇ ત્યાંના જંગલમાં તપાસ તો કરે છે જ અને હું અહીંથી જઇ શહેરમાં શોધ કરીશ. પ્યારી પાસે રજાતો માગી લઉં.

( ૩૯ ) રાગ મુને દિલી બોલાવીને દગો દીધો દગો દીધો.

**સુરશેન**—કહું છું આજ સાચું હું રજા આપો રજા આપો.
ખરા દિલથી જાચું હું રજા આપો રજા આપો.
જવું કનકાવતિ મોઝાર, આપો રજા જલ્દિ આ વાર.
તેડાવીશ ત્યાં તને નિરધાર,(૨) રજા આપો, રજા આપો.

વ્હાલી, જો કે તારા પિતાશ્રી વૃધ થવાથી મને રાજ્ય પાઠ સોંપી ઇશ્વર ભજન કરવા ગયા છે પરંતુ જયાં સુધી મારી વ્હાલી બ્હેન સુંદરનો કાંઈ પણ પત્તો મળ્યો નથી ત્યાં સુધી આ રાજપાટ મને કાંઈ પણ ગમતું નથી માટે મને તુ જલ્દિ રજા આપ કે મારી બ્હેનને સોધી હું જરૂર અહી પાછો આવીશ, નહીં તો તને ત્યાં તેડાવી આપણે ત્યાં થોડા દિવસ રહી આ તરફ પાછાં ફરીશું

**રસિકા**—રાગ નાથ નવકરો વાત ઘરજવાનીરે ( ૪૦ )
સ્વામિ શું કરો, વાત દુર જવાનીરે.
કહો છો શું હાય, નહી જવાય, રહો સુખેથી આંહીરે.
સ્વામિશું કરો—ટેક.

પ્રીય પ્રાણથી, જૂદી નહીં થવાનીરે,
કંપે કાય, થર, થર, થાય. હિંમત જાય, મરીશ હાય,
નહીં હવે રહેવાનીરે-સ્વામી શું કરો-ટેક.

**સુરશેન**— રાગ સદર ( ૪૧ )

પ્રાણ પ્રિય છો, પ્રાણથી મુને પ્યારીરે.
જાવા તું દે, ખુશીથી કે', નહીં કરૂ તુને ન્યારીરે.
પ્રાણ પ્રિય છો-ટેક.

નિરાશ, શું કરે, ના જીભે ઉચારી,રે
રજા તું આપ, દુખ આ કાપ, સમાવ સંતાપ, મુજ અપાય.
કરૂં જેથી તૈયારીરે-પ્રાણ પ્રિય છો.

**સુરશેન**—હે પ્રિયા જે સ્ત્રી પોતના પતિને કોઇ પણ વાતે સંતાપે તે કેવી કહેવાય તેનો ખ્યાલ તું પોતેજ કરી લે.

**રસિકા**—સ્વામીન જ્યારે આપે એમજ ધાર્યું છે તો હું કદાપી તમોને દુઃખ કારક થઈ પડવાની નથી. માટે આપ સુખેથી પધારો પરંતુ મને સાથે લઇને તમે ત્યાં હું, જે તમારૂં થશે તે મારૂં થશે.

**સુરશેન**—પ્રિયા જ્યારે તેં એમજ નિશ્ચય કર્યો છે ખુશીથી મારી સાથે આવવા તૈયાર થજે. અને હું પણ કચેરીમાં જઈ પ્રધાનજીને રાજ્ય કારભારમાં આપણે અહીં પાછાં આવીએ ત્યાં સુધી વધારે સાવચેતીથી રહેવા સુચવી આવું, કારણ કે આપણે આવતી કાલે સવારનાંજ વ્હાણ અહીંથી હંકારીશું.

**રસિકા**—વારૂ પ્રિતમ હું તો તૈયારજ છુંના. (જાય છે.)

**સ્થળ**-દરિયામાં ચાલતા વ્હાણનો દેખાવ કે જે વ્હાણમાં સુરસેન રસિકા તથા કેટલાક સિપાઇઓ બેઠેલા છે,

રસ્તામાં અમુક જગ્યાએ ખડક હોવાથી સુરસેન હાથમાં દુર્બીન રાખી તે હાથ લાંબો કરી રસિકાને સમજાવે

ે કે ફલાણી જગોએ ખડક છે તેવામાં તેનો દુવાલ દરિ-
યામાં પડી જાય છે. તે બેઠો બેઠો નીચો વળી લાંબો હાથ
કરી લેવા જતાં વહાણુ અચાનક ડોલવાથી સુરસેન દરિયામાં
પડે છે. પવનનો સપાટો ખુબ હોવાથી વ્હાણુ કબજે રહેતું
નથી. રસિકા રડવા માંડે છે. જેથી વ્હાણમાં બીજા લોકોના
મોમાં આંગળી ઘાલી દીલગીરીથી તેના તરફ જોયા કરે છે.
રસિકા દરિયામાં પડવા માંડે છે તેને દાસીઓ તેમ કરતાં
અટકાવે છે. સુરસેનને તરતાં આવડતું હોવાથી થોડીવાર પા-
ણીમાં તરે છે.

**સુરસેન**—( તરતાં, તરતાં ) વ્હાલી પ્રિયા હવે તારો
પ્રાણેશ સદાને માટે જાય છે, માટે તેના છેલીવારના દરસન કરી
લે, અને મારૂં છેવટનું આ વચન માનજે કે મારા પાછળ
આપઘાત કરતી ના.

**રસિકા**—પ્રાણનાથ, મારા માથાના મુગટ, આપ મને
આગળથીજ શું બાંધી લ્યો છો, તમારા વિયોગથી મારા દિ-
વસ કેમ જશે. પ્યારા આપનું વચન હું ઉલંઘન કરી શકતી નથી,
પરંતુ ચિન્તારૂપી ચિત્તામાં બળતી, બળતી થોડા દિવસમાં
હું આપને જરૂર આવી મળીશ તે જરૂર માનજો,

**વહાણનો ખારવો**—મહારાજ પવનનો સપાટો ઘણોજ
છે; ઉપર ઇલ્ર આપને શકાય તેમ નથી અને તેમ કરવા જતાં
ઉલટાં સર્વે મૃત્યુ પામે તેમ છે, ( વ્હાણનું પાટીયું કહાડીને )
પરંતુ આ પાટીયા ઉપર આપ બેસી જાવ, જેથી દૈવયોગે
કોઇ કીનારે નીકળી શકો તેમ આશા રખાય છે. પરંતુ હા-
લતો મૃત્યુના મુખમાંજ છો. ( પાટીયુ નાંખે છે સુરસેન તે
ઉપર બેસે છે, ) સુરસેન—વ્હાલી પવનનું જોર વધ્યું, હવે
વ્હાણુ કબજે નહિં રહે, હાય.

**રસિકા—** સોરઠો. (૪૧)

પ્યારા, આ શી દશા થઇ તમ તણી,
ઘડીએ જશે હવે કેમ, સ્વામિ તમ વિયોગમાં.

**સુરસેન—** (૪૨)

જાઉં છું, હવે પ્રાણ તુજમાં અટકી રહ્યા,
નથી આપ્યું કાંઇ સુખ, દઉં છું રંડાપો સદાયનો.

હે પ્રભુ મા'રી વ્હાલી પ્રિયાને તને સોંપું છું તેનુ તું રક્ષણ કરજે,

(એકદમ પવન ખુબ ચાલવાથી વ્હાણ સપાટા બધ ચાલ્યું જાય છે.)

**સુરસેન—**વાહ પ્રભુ તારી ગતી ન્યારીજ છે, મારી પ્રિયા તો એમજ જાણતી હશે કે તેનો પ્રાણેશ સદાને માટે ગયો, પણ તેને બદલે કેવો ફેરફાર! હાલમાં પવન શાંત છે માટે નશિબ ઉપર આધાર રાખી ચાલ હાલજ પાટીઆ ઉપર બેશી સમુદ્રમાં ઉતરી પડું, જ્યાં જવાય ત્યાં ખરૂં.

(પાટીઆ ઉપર બેશી જાય છે.)

**સ્થળ—**દરિયા કિનારે કનકાવતિ નગરીથી થોડે દૂર આવી રસિકાએ એક બંગલો તથા એક બગિચો બનાવરાવી ત્યાં ઇશ્વર ભક્તિમાં પોતાના દિવસો ગુજારે છે. ત્યાંથી સ્હેજ દૂર સુરસેન પાટીયાના આધારથી બહાર નીકળીને કિનારા ઉપર ફરતો.)

**સુરસેન—**આહા, શું પ્રભુની ગહન ગતી છે તેનો પાર કોઈથી પમાય તેમ નથી, મને જણાય છે જે કનકાવતી અહીંથી ઘણું દૂર નહિ હોય, પ્રભુ કૃપાથી ફક્ત એક પાટીયાની મદદથીજ મારે આવવું હતું ત્યાંજ ખેંચાઇ આવ્યો, સામે કોઇનો બંગલો તથા બાગ હોય તેમ જણાય છે માટે જઇ ત્યાં ફળ, ફળાદિ ખાઇ, જરા આરામ લઈ કનકાવતી જવા તૈયાર થાઉં, જ્યાં મા'રી વ્હાલી પ્રિયા તથા મા'રી બહેનને

મળવાની કાંઇક આશા છે. (જાય છે.)

**સ્થળ**—સમુદ્ર કિનારે રસિકાનો મ્હેલ તથા બગિચો, જ્યાં રસિકા ઇશ્વર સ્તુતેમાં દિવસ નિર્ગમન કરેછે. (દાસી પ્રત્યે)

**રશિકા**—મારારે સ્વામી, બોલોને વ્હાલા—એ રાગ. (૪૩)

સખી હવે શું કરવું મા'રે, નિરાધાર થઈ હાય હું નારે,
દુઃખનો રેલો નહી પારે સખી હવે—ટેક.
ક્યારે સ્વામી ન આવ્યા કાંઇ તમને, મ્હેલીરે કયાં ચાલ્યા
પ્યાંરા અમને.
હાયે વ્હાલા ભાગ્યા મા'રા ગમને, સખી હવે—ટેક
અરે હવે અકળાઈ ગઈ છું. પ્યારારે વિના દિવાની થઇછું,
મૃત્યુરે હવે મ્હારૂ વ્હેલી ચહીછું. સખી હવે.

**દાસી**—બાઈ સાહેબ ધીરજ રાખો, પહેલો પવનનો સપાટો જોરથી લાગવાથી આપણાં વ્હાણ એકદમ ચાલી ગયાં કે તુર્ત પવન શાન્ત પડયો હતો માટે તે ઉપરથી આપના સ્વામીનાથ જયાં હશે ત્યાં ખુશીમાં હશે એમ અનુમાન થાય છે. બા, ચાલો હવે પુજાનો સમય થવા આવ્યો છે માટે બગિચામાં પુષ્પ લેવા જઇએ. (જાય છે,)

**બીજો અંક સમાપ્ત.**



## અંક ત્રીજો.

**સ્થળ**-દરિયા કીનારે રસિકાનો બગીચો.

**દાસી**-બાઈ સાહેબ, જુવો તો ખરાં આપણા બગિચામાં કોઇ રાજ્યવંશી પુરૂષ ફરતો હોય તેમ જણાય છે.

**રસિકા**-દાસી તારૂં કહેવું બરાબર છે, તે કોણ હશે, અહીં કેમ આવ્યો હશે, ખરે કોઇ રાજયવંશી જણાય છે, અને એમના જેવોજ પરં[illegible] જ આ જગ્યાએ આવે એવું મારૂં ભાગ્ય કયાંથી [illegible] જો એ જે હશે તે હમણાં જણાશે. ( સુરસેન એક ફુ[illegible] છે. )

**રસિકા**--( પાસે જ[illegible] ખરે તમે કોણ [illegible] ? અને અહીં આવી મારા બગિ[illegible] ફુલ શા માટે લ્યો છો ? દરિયાના ખારા પાણીને લ[illegible] ફુલનીતો અછત છે, તેમાં વળી તમે ખરાબી કરે[illegible] તમારે અહીંથી એક ફુલ લેવું નહી.

**સુરશેન**--( સ્વગત ) [illegible] ઇશ્વર આ શું એકાએક કયાંથી આવી. અને [illegible], ના ના હુંજ ભુલુંછું તે અહીં કયાંથી હોય. [illegible] છે તો તેના જેવીજ. ગમે તે હો પણ સ્ત્રી જાત [illegible] થવું; (પ્રકાશ) બાઇ તારા [illegible]માં આવી [illegible] શું તને નુકશાન કર્યું છે કે તું એકદમ ગુસ્[illegible]? ફકત મેં એકજ ફુલ લીધું છે તો તેના બદલ[illegible] મોતીનો ગળચવો તને આપુછું. ( સ્વગત ) [illegible] નાગમણીના પ્રતાપથી હમેશાં એકરોતી [illegible], [illegible] ગયા તો વળી ત્રીજો બનાવી લઇશું આપીને [illegible] છે.

**રસિકા**---( ગંડા જેમ સ્વગત ) તેમની બોલવાની છટા તથા ચાલ તો મારા પ્રાણેશના જેવીજ છે, વળી હું તેમ ભુલુછું, આ ગળચવો પણ પેલાના જેવોજ છે મોતી પણ તેવાંજ અને ગુંથવાની કારીગરી પણ એક સરખીજ છે,

માટે કદાપિ તે પણ હોય, ઇશ્વરની ગતિ ન્યારી છે ગયો વખત ફરી કદી નહીં આવે, માટે તેમને બોલાવીને, નામ ઠામતો પુછું ( પ્રકાશ. ) ઓ ઉદાર દિલના રાજ્ય કુમાર, જો તમે આગળ ડગલુ ભરો તો તમને મારા સમ છે. પાછા વળી અને અહીં આવવા આપના કોમળ ચર્ણને તસ્દિ આપો ( સુરશેન વચે અચકાઇને ઉભો રહે છે. )

**સુરસેન**--( સ્વગત ) અરે તે મને શા માટે બોલાવતી હશે આ એકાન્ત સ્થળ જેવી જગોમાં પરસ્ત્રી પાસે નજ જવું. ( વિચારીને ) શું મારી પ્રિયા તો ન હોય. ખાત્રીતો કરવી બીજી કોઇ હશે તો મારૂ અંતસકરણ નિર્મળ છે તો મને શું કરનાર છે ( રસિકા પાસે જાય છે. )

**રસિકા** — ગીતી ( ૪૪ )

સુણો આ વાત, મારી, જન્મભુમિ કયા દેશમાં તમારી.
કહો સાચુ તમ નામ, પ્રિયા તમારીનું વળી સુખકારી.

**સુરશેન** — રાગ સદર ( ૪૫ )

ચંદ્રાવતી મુજ ગામ, નામ છે મારૂ સુરસેન સુખકારી.
કાન્તિસેન પિતાનું. રસિકા નામ છે પ્રિયાનું મારી.

**રસિકા**-( અતિ હર્ષથી ) કોણ પ્રાણ પતિ !

**સુરશેન**--કોણ પ્રિયા રસિકા ! ( ભેટે છે. )

**રસિકા**—સ્વામિનાથ દુઃખને લીધે આપનું શરીર પણ ક્યાં ઓળખાય તેવું રહયું છે. પ્રિતમ રસોઇ તૈયાર છે. ચાલો જમી લઇએ,

**સુરશેન**--પ્રિયા કનકાવતી અહીંથી ઘણું દુર નથી માટે જમાં લઇને ચાલો આજેજ તે તરફ પ્રયાણ કરીએ. (જાય છે.)

**સ્થળ**-ચંદ્રાવતી નગરીનો રાજ્ય માર્ગ. રત્નો પોતાની નજીક કોઇ નથી તેમ તપાસ કરી ડુંવાલ હાથમાં ફેરવીને આમ તેમ જોતો વિચાર કરે છે. સામેથી ગોપાળ આવતો

જોઇ રુવાલ ખીસામાં મુકે છે. તથા શાન્ત થઈ ત્યાંજ ઉભો રહે છે.

**જમાલખાં**—કેમ દોસ રત્ના, આજ કાલ તો તારો રોફ કાંઇ જૂદો જ છે. એ તો હવે જાણ્યું, પણ આમ કેણી તરફ જવાનો વિચાર છે?

**રત્નો**—(એતો હવે જાણ્યું, આ શબ્દથી વ્હેમાઇને સ્વગત) જમાદાર કહે છે કે એ તો મેં જાણ્યું. હવે તેમનાથી છાનું રાખવામાં સાર નથી, મોત તો આવ્યુ છે જ, મારા પાપનો ઘડો આજ ફુટ્યો, જમાદાર જઇને રુવાલવિષે મહારાજાને કહેશે અને મહારાજા રાણીને પૂછશે તો તે જો એમ કહેશે કે કોઇ ચોરી ગયુ હશે તોપણ હું મરવાનો, રુવાલ એકલો હોય તો, તો, એમ કહેવાથી પણ ચાલે કે જતાં આવતાં કાંઇ પડી ગયો હશે તેની મને સરત નથી, પણ આતો સાડીજ સપડાવશે, નવ લાખની સાડી લેવા જતાં મારો અમુલ્ય પ્રાણ જશે, માટે તે બંને મળી ૧૪ લાખનાં છો જતાં પણ મારો પ્રાણ બચાવવાને માટે જમાદારને કાંઈ આપી મા'રા કરી લઉં એટલે બસ.

**જમાલખાં**-શા વિચારમાં પડ્યો કેમ કાંઇ બોલતો નથી.

રત્નો-કાંઇ નહીં જમાદાર સાહેબ, એ તો તમે જોયું તેનો વિચાર કરતો હતો, પણ તમે કોઇને કહેશો નહિં, હું તેમાંનું અડધું તમને આપીશ.

**જમાલખાં**-(કાંઈ વિપરીત છે એમ જાણી.) લાવ ત્યારે અડધો ભાગ પહેલો મૂકી દે, એટલે હું કોઇને કહ્યા વિના ચાલ્યો જાઉં, (સ્વગત) અલ્લાને માલૂમ શું હશે તેતો અડધો તો શું પણ આખો ભાગ મળે તે પણ મારે ન જોઇએ, મને ખુદાએ આટલા દિવસ નિમક હલાલીથી નોકરી કરાવી છે, તેવીજ રીતે ચલાશે તો બસ છે. (રત્નો રુવાલ

ખીસામાંથી બહાર કાઢે છે, તે જોઇ ) (સ્વગત) આ રુમાલ તો થોડા વખત પહેલાં મહારાજે સોદાગર પાસેથી ખરીદ કરેલો તેવો જણાય છે. આવો કિમ્મતી રૂમાલ આની પાસે કયાંથી હોય, ખરે તેજ મહારાજાએ રૂમાલ ઉપર હીરથી પોતાનું નામ ભરાવેલ તેજ નામ સુધાં છે જોઉ તો ખરો.) રત્નલાલ એ રૂમાલ, આનો બાકીનો અડધો ભાગ કયાં છે? (આ ઉપરથી રત્નાએ જાણ્યું જે સાડી પણ મીયાએ જોઇ હશે, તોપણ છુપાવવા માટે)

રત્નો—જમાદાર સાહેબ, અડધો કે આખો, જે ગણો તે એજ છે,

**જમાલખાં**—વારૂ જે ગણું તે એજ છે, તો ભલે પણ આ રુમાલ તો મહારાજા કાન્તિસેનનોછે, તે તું કયાંથી લાવ્યો ચાલ તેમને જઇને સોંપીએ. રુમાલ કિંમતી હોવાથી આપણા ઉપર મહારાજનાં પ્રિતી વધશે તે ઉપરાંત આપણને સારૂં ઇનામ મલશે, (આ સાંભળી રત્નો બીકથી ધ્રૂજે છે જેથી બગલમાં સંતાડીને રાખેલી સાડી પડી જાય છે, તે જોઇને જમાદાર વધારે વ્હેમે ભરાય છે તથા રત્નો નીચે વળી તે લેવા જાય છે તેથી ગુસ્સામાં.)

જમાદાર—અબે કમજાત ઉસકું હાથ મત લગાવ દૂર યે સાડીબી મહારાણીજી જ હે એઈ રોજ મહારાજને ઉસકુબી ખરીદીથી, કયુ આધા, આખા, સબ ઉસમેંજ થાને, ઓ કહાંસે નીકલી? અવલસેં જૂઠ કયું બોલા, ઉસલીયે અનુમાન હોતા હે તું ઓ દોનું ચોરકે લાયા, ચલ મહારાજકી પાસ, કચેરીકા બખત હુવા હે, જો સચા હોયગા ઓ વાં માલૂમ પડેગા, તેરા ગુન્હા નહીં હોગા તો તેરેકું કુચ હરકત હોયગી નહીં લેકીન ઇસબખત તો કેદી બનાકે લેચલું. (રત્નાને બાંધે છે તથા લઇ જવા માંડે છે

**રત્નો**—જમાદાર, સાહેબ, આમ ગુસ્સે શું થાવ છો, તમારે જોઇએ તો બંને તમે રાખો, પછી કાંઇછે, પણ મને જવાદો.

**જમાલખાં**—મેરેકુ કુચ નહિં ચઇએ, બકવા છોડ કે સીધે સીધા ચલ નહિ તો પીછેસેં, ઠોંસા લગેગા, [ સ્વગત ] બીન તકલીફસેં ગુન્હા ઠીક પકડાયા, અબ કાયકુ જાને દેના ચાહીએ. [ જાય છે )

**સ્થળ**—ચંદ્રાવતીમાં કાન્તિસેનની કચેરી.

**ન્યાયાધિસ**-સિપાઈ, કોઇ ગુન્હેગાર લાવ્યું હોય તો પોકારો.

**સીપાઇ**—કોઈ સિપાઈ ગુન્હેગાર લે આયા હે ? ( ૩ )

**જમાલખાં**—મહારાજા વંદન કરતા હું, રાજ્ય માર્ગકી ઉસકું મેને આપકા પાંચ લાખકા દુવાલ, ઔર નવ લાખકી સાડી સહીત પકડા, ઇધર મેરી હાજરીમે ઉસકી ખરીદી હુઇથી ઉસલીયે મેંને પીછાના ઔર આપ નામદારકા નામભી દુવાલ ઉપર હીરસેં ભરેલા કાયમ હે ( રાજાને આપે છે )

**કાંન્તિસેન**—( ચકિત થઇ ) શું દુવાલ તથા સાડી મારાંજ છે? ન્યાયાધિસ આ દેસ હું જાતેજ ચલાવું છું, રત્ના, આ તું કયાંથી લાવ્યો સાચે સાચું કહી દે.

**રત્નો**—મહારાજ રાજ્ય માર્ગના રસ્તા ઉપરથી મને જડયાં.

**કાંન્તિશેન**—દુવાલ તો કોઇનો રસ્તા ઉપર ચાલતાં પડી જાય તેની તો સરત ન રહે પરંતુ પોતે પહેરેલી સાડી પડી જાય, અને ઉઘાડે શરીરે ઘેર જાય તેવી બેભાન સ્ત્રીઓ હશે કેમ ? આ ઉપરથી સાબિત થાય છે કે તું જુઠું બોલે છે. ( રાજા વ્હેમે ભરાય છે. ) સાચું બોલ કયાંથી લાવ્યો- તો નહીં તો હમણાં શિર છેદ કરાવું છું ( રત્નો શિર છેદ સાંભળી બીકથી. )

**રત્નો**-( સ્વગત ) જીવતા હૈયશું તો ગમે ત્યાં રળી ખાઇશું માટે સાચે સાચું કહી દેવું, કાંઇ કરતાં જીવ બચેછે.

રત્નો--મહારાજ અભય વચન આપવાની કૃપા થવી જોઇએ, હું આપને ખાનગીમાં સાચે સાચું કહીશ.

કાન્તિશેન—જા, તને અભય વચન છે. મારે ખાનગીની કાંઇ જરૂર નથી જે હોય તે જલ્દિ સાચે સાચુ ખુલ્લુ પ્રગટ કર.

રત્નો--મહારાજ...મને...

કાન્તિશેન--અગત્ય છે શા માટે તને અભય વચન દીધુ છે.

રત્નો--મહારાજ..મને..મારી..બા...તારામતિએ..આપ્યાં.

કાન્તિશેન--અરે ગંડાળ આ વખતે, એ કમજાતને તારી બા કહે છે, સાચું બોલ તને શી બદલ આપ્યાં. જુઠુ બોલીસ તો શિર છેદ અને સાચુ કહીશ તો અભય વચન છે તે ભુલી ગયો.

રત્નો--મહારાજ...ખરૂ...કહુ...મને યારી બદલ-

કાન્તિશેન—તારે તેની સાથે કેટલા વરસથી યારી હતી અને કોણે બંધાવી.

રત્નો--મહારાજ...પાંચ...સાતેક...વરસ ઉપર...દાસી પ્રભાવતી...એ.

કાન્તિશેન--નિમક હરામ, જાણુતો નહોતો કે સિંહના મુખમાં હાથ ઘાલુ છું. શું કરૂં કે તને અભય વચન આપ્યું છે, નહી તો હમણાંજ તારા કોટાન કોટી કટકા કરી નાંખત, પરંતુ તને દેશ નિકાલની સજા કરૂંછું.

સિપાઇ---જેવો મહારાજનો હુકમ (રત્નાને લઇ જાય છે.

કાંન્તિસેન--(સ્વગત) પ્રભાવતિ તુ નમિક હરામ થઇ તેની સાથે આની દોસ્તિ કરાવે તે સંભવિત નથી. પરંતુ તેમાં તારો શું વાંક તે રાક્ષસણીની તારે કેટલી ધાસ્તિ હશે? મારાં વ્હાલાં બાળકોને વચનરૂપિ દેશ નિકાલ

કરાવનાર તે દુષ્ટાજ હાય, પ્રભાવતિ તે દિવસે પણ તું મને જાહેર નહીં કરતાં તેની બનાવટી વાતને સાચી બનાવવા ટેકો આપ્યો, તું પણ તેની સોબતમાં રહીને આવાં કામ કરતાં શિખી પરંતુ હું ભુલુ છું તું તેના કહ્યા પ્રમાણે ન વર્તે તો તે પાપીણી તારા ઉપર પણ જુઠું આળ મુકી તારો પ્રાણ લેવા ચુકે નહીં તે દુષ્ટાના પાપી કપટી પંઝા નીચે તું કેવી રીતે સાચું બોલે? પ્રધાનજી કચેરી બરખાસ્ત કરો. ( કચેરી બરખાસ્ત થાય છે. )

**સ્થળ**-કાંન્તિસેનનો રંગ મહેલ.

**તારામતી**--દાસી આજ તો મહારાજ વ્હેલા આવતા હોય તેમ જણાય છે, ખરે તેજ ( ખુરશી ઉપરથી ઉભી થઇ પ્રણામ કરી ) પધારો સ્વામી નાથ. આજ કેમ આટલા વ્હેલા આ પ્રમાણે હમેશાં વ્હેલા આવો તો કેવું સારૂં આ દિન દાસીને આપના વિના પળવાર ચેન પડતું નથી.

**કાન્તિસેન**--પ્રિયા રાજ્યનાં કામ છે. ફુરસદ કયાંથી મલે પરંતુ હવેથી તારી પાસે વધારે રોકાવાને કાંઇક નવ-વરાશ લઇશ કારણ કે તારી માફક મને પણ તારા વિના મુદલ ચેન પડતું નથી પરંતુ આજ તો વ્હેલુ આવવાનું કારણ ફકત એજ કે શિકાર કરવા જવું છે. માટે તને મારો કબાટમાં મુકવા આપેલ રુવાલ લેવા આવ્યો છું.

આ સાંભળી તારામતિ બ્હિકથી ધ્રુજતી દાસીને કપાટની કુંચીઆ આપીને.

**તારામતી**--પ્રભાવતિ, કબાટમાંથી મારી સાડીના બેવ-નમાં મુકેલો મહારાજાનો રૂમાલ કાઢી જલ્દિ લાવ ( રત્નાને સાડી તથા રૂમાલ આપ્યાં છે તે દાસી જાણતી હોવાથી નહીં જતાં રાણીના સામું એકી ટસે જોતા ઉભી રહે છે, તેને ઇસારતથી સમજાવીને ) શું વિચાર કરે છે. તાકીદ કર, કેમ ન સમજી ! (દાસી જાય છે થોડીવારે પાછી આવી ને.)

**પ્રભાવતિ**—બાઈ સાહેબ કબાટમાં તો આપની સાડી તથા રૂમાલ બેમાંથી એકે નથી અજાયબ, કબાટ ભાગ્યું નથી તેમજ બીજાં કપડાં પણ જેમ હતાં તેમજ છે. ફકત તે બેજ નથી !

**તારામતી**—દાસી, બીજાં કપડાં છે, કબાટ ભાગ્યું નથી, અને તે બે ન હોય એમ કેમ બને, ત્યારે તો લેનાર ઘરનું માણસ હોવું જોઇએ.

**પ્રભાવતી**—બાઈ સાહેબ તમને શું માલુમ હું તો ૧૫ દિવસે મારા પિયરથી ગઇ કાલેજ આવું છું, તે તમો ક્યાં નથી જાણતા.

**તારા**—દાસી તું ૧૫ દિવસ તારા પિઅર ગઈ તેવામાં મને કબાટની કુંચીઓનું કાંઈ ભાન નરહ્યું, પ્યારા તમે તેવામાં લઈ મને હસતા તો નથી? નહીં તો પછી મને કુંચીઓની સરત નહીં હોવાથી તે લાગ જોઈ કોઇ લઈ ગયું હશે, સ્વામિનાથ, મને ક્ષમા કરો, આ વળી મને શિક્ષા મળી, તેથી હું હવેથી સાવચેતીથી રહીશ.

**કાન્તિસેન**—(સ્વગત)—દૂષ્ટા મને પણ કહે છે જે તમે પણ લીધાં હોય! શું સ્ત્રી ચરીત્ર, (પ્રકાશ) પ્રિયા તેમાં શાની મારી માગે છે, તે તો શુ પણ ગમે તે હો તે કાંઇ તારા કરતાં વધારે નથી, તારી બે દરકારીથી કોઇ લઇ ગયું હોય તેની હરકત નહીં, પરંતુ ત્હેં કોઇને આપ્યાં હોયતો તે નમુના આ શહેરમાં બીજા નથી માટે ખરીદ કરી લઇએ.

**તારામતી**—હાય, હાય, ત્યારે શું હું જુઠું બોલું છું ખરેજ મેં તો કોઇને આપ્યાં નથી તેમ મને કાંઇ માલુમ નતી. તમારા સોગન, સ્વામી નાથ. મારો વિશ્વાસ નથી આવતો ?

**કાંન્તિસેન**—કમજાત, વ્યભિચારીણી, જુઠું બોલી તને મારા શોગન લેતાં શરમ ન આવી, નિર્લજ નહિ માનજે કે

જુઠું બોલી તો આ તલવારથી હમણુંજ તારો પાપી પ્રાણ પરમાત્માની હજુર મોકલીસ. સાચું બોલ તેં કોને આપ્યાં હતાં? મને તે બધું માલુમ છે, હવે જુઠું બોલીશ તે અહીં નભવાનું નથી જો આ સાડી તથા ટુવાલ તેજ કે નહી,

( તારામતી બીકથી છાનું રાખે છે. )

**તારામતી**—પ્રિતમ મ્હેં કોઇને આપ્યાં નથી તેમ મને તે વિષે કાંઇ માલુમ નથી. અને એમ કેમ કહી શકાય કે આ ટુવાલ તેજ છે, શું દુનિયામાં આના બીજા નમુના નહી હોય. મારા પતિવ્રત તરફ તો નજર કરો, કે હું જુઠું બોલું.

**કાન્તિસેન**--કુલટા, તારૂ પતિવ્રત જાણ્યું, મારા હાથથી હીરનું નામ આ ટુવાલ ઉપર ભરેલું હોવાથી ખાત્રીથી તેજ રૂમાલ છે, વાંચ મારૂ નામ. ( ગુસ્સે થઇને ) હજુ શાચું બોલતી નથી તો ચાખ સ્વાદ ( તેને મારવા તરવાર ઉધામે છે, દાસી તલવાર વાળો હાથ પકડી રાખી, મહારાજ માફ કરો કહે છે. ) તારાંમતી પોતાને મારી નાંખશે જાણી.

**તારામતી**--સ્વામિનાથ, માફ કરો, મેં તે..રત્ના ને..

**કાન્તિસેન**--શી બદલ આપ્યાં હતાં?

**તારામતી**—માયાને...લી...ધે.

**કાન્તિસેન**-હા, ચંડાલ, નિર્લજ વ્યભિચારણી તને ધિકાર છે, શુ કરૂ સ્ત્રી હત્યાના પાપથી ડરૂં છું, નહીં તો તારા રઇ, રઇ, જેટલા કટકા કરવાને આ તલવાર તૈયાર હતી, સ્ત્રી હત્યા કરવી તે ક્ષત્રિ ધર્મની વિરૂધ છે. માટેજ તને જીવતી રહેવા દઉં છું, તારા કૃત્યનું ફળ ઇશ્વર તને જલ્દિ આપશે. હાય મારાં નિર્દોષી વ્હાલાં બાળકો પાપીણી તારા પ્રપંચને લીધે કયાં ભટકતાં હશે, મારાં લાડકવાયાં હવે મને તમારો પિતા નહીં પરંતુ જંગલનો એક જોગીજ ધારજો, તે ભિક્ષા માગીખાનાર જંગલમાં પડી રહેનાર જોગી ઉપર રાખ ન રાખશો, સંસારમાં સર્વ સ્વાર્થનુંજ છે. ચાલ પ્રથમ

પ્રધાનજી તથા રૈયત વર્ગના આગેવાનોને આ બાબતથી જાણીતા કરી પછીથી ભેખ ધારણ કરૂં, નહીં તો તેઓ વળી મને જતાં પાછળથી રોકવા માટે આગ્રહ કરે, સુરસેન તથા કાન્તિસેનની પણ સુપ્રત કરતો જાઉં કે દૈવ યોગે તેઓ આ તરફ આવી ચઢે તો તેમને રાજ્ય સોંપે પરંતુ હાય હવે હું મારાં વ્હાલાં નિર્દોષ બાલકોને ક્યાં જોઇશ, હરી ઇચ્છા પરંતુ પ્રથમતો પ્રધાનજી વિગેરેની પાસે જઇ તેમને આ બાબતથી વાકેફ કરી દિલાસો આપી અરણ્યમાં જાઉં. ( જાય છે. )

**તારામતી**—હાય સ્વામિનાથ, મારો પાપી પ્રાણ લેતા જાવ. ( મુર્છાગત થાય છે. )

## ત્રીજો અંક સમાપ્ત.

## અંક ૪ થો.

**સ્થળ**—જંગલમાં જોગીની જમાત. ગુરૂજી સમાધિમાં બેઠાઓ પુજા કરવામાં છે. )

**કાન્તિસેન**—( ગુરૂને પગે લાગીને ) મહારાજ દંડવ્રત કરૂં છું.

**ગુરૂજી**—( સમાધિમાંથી જાગ્રત થઇને )-બચ્ચાં તું કોન હે ઓર ઇધર કાય બાસ્તે આયા હે.

**કાન્તિસેન**—મહારાજ હું નગરીનો રાજા છું, દીનદાસને લોકો કાન્તિસેન કહી બોલાવે છે, મહારાજ, હવે મારી વૃતિ સંસાર તથા રાજ્ય ઉપરથી ઉઠી ગઇ છે, માટે આપ મને ગુરૂમંત્ર આપી, આ દુઃખ દરિયારૂપી સંસાર પાર ઉતારવા કૃપા કરશો. આપને શરણે આવ્યો છું.

**ગુરૂજી**—બચ્ચા, તુ રાજા હે તો ફીર હમ યોગીઅન કા સંગમે કીસ તરેહસેં રહેગા, ક્યું કે ઓ બિકટ જંગમેં જુતીબીના ચલના પડેગા, કાંટા લગેગા, ઓર ઠંડી, ઓર

દુખમેં ફીસ તરેહસેં રહેગા હુમેરી સંગમે બ્હોત દુઃખ હે વ્હાં કુછ રાજ્ય ભોગવનેકા ઓર ભોગ વિલાસ ભોગવનેકા નહીં હે ઓર તુમ રાજા હે ઇસલીયે તેરેસેં એ સંકટ સહન નહીં હોયગા, ઓર તેરી વૃતિ ફીર જાયગી ઇસિ બ્હેતર હે કે, સુખ શાન્તિસે પીછા જા ઓર તેરી રૈયતકા પુત્ર સમ પાવન કર ઓર નિર્મલ મનસે આપના મહામેજ પ્રભુકા સ્મરણ કર.

**કાન્તિશેન**—મહારાજ, મને તો હવે સ્પષ્ટ સમજાયું છે કે જંગલ કરતાં સંસાર બહુ વિકટ છે. કદાપિ જંગલમાં ભુલા પડ્યા તો ગમે તે માણસને પુછીને પણ સારા રસ્તા ઉપર આવી જઇએ. પરંતુ આ વિકટ સંસારમાં ભુલા પડેલાને પુર્વના પુન્યોદયથી આપ જેવા સ્વામિનાં દરસન થાય, તોજ સીધો રસ્તો માલુમ પડે તેમ છે, મહારાજ પરંતુ હવે મારી વૃતિ કદી ફરનાર નથી, હું આપને શરણું છું મને આ દુઃખરૂપી સંસાર સમુદ્રમાંથી હાથ ઝાલી ડુબતો બચાવા કૃપા કરો, મ્હાય તો મારો અને મ્હાય તો બચાવો આપ સિવાય મારે ઉગરવાનું બીજે ક્યાંઇ ઠેકાણું નથી.

**ગુરૂજી**—બચ્ચા દેખ ગભરાના મત, તેરી મરજી એસી હે તો એ અચ્છા, અચ્છા કપડા નિકાલ કે દુર ફેંક દે, ઓર એ કફની પહેર લે, ફીર વિભુતી લગાયકે એક ચેલાકી સાથ જાયકે તેરી રાની પાસસેં ભિક્ષાસે આવ, પીછે મેં તુજકુ ગુરૂ મંત્ર દઉંગા.

**કાન્તિસેન**—જેવી આજ્ઞા મહારાજ. ( કપડાં ઉતારવા માંડે છે. )

રાગ સ્વામી શરીર સોસાઇ ગયું. ( ૪૬ )

**મુગટ મા'રા પ્રિય પ્રાણનું, થાને અલગો આ વાર.**
**ઘણા દિવસ તને પ્હેરીયો, હવે છું હું લાચાર.**
**હવે જોગી અમે થઇ જશું તેટેક.**

ગળચવા હીરા, મોતીના, જાવો અંગેથી આજ.
પ્રિય તલવાર સુણ તું, હવે નથી તુંજ કાજ. હવે જોગી અમે.
વ્હાલા પુત્રો કાઢયા વનવિષે, સાથે સુંદર બ્હેન.
વચન રૂપી બાણ મારીયાં, (તેથી) નથી દિલને ચેન.
હવે જોગી અમે.

પાયા ઝામા ઉતર પગ થકી, સુંખનો ગયો વખત.
પાપ પતિવૃતનું જાગીયું, વાગ્યો ઘા એ સખત.
હવે જોગી અમે.

ય્હેરૂ કફની હવે રામની, લેવું એનુંજ નામ.
આખર વખત એ આવશે, નિશ્ચે મારેજ કામ,
હવે જોગી અમે.

ભસ્મ લગાવું હું ભોળાની, જે છે દિનોનાથ.
બીજું કાંઈ રૂચે નહીં, સર્વ જુઠો છે સાથ.
હવે જોગી અમે.

ગુરૂજી—બચા અબ જાયકે તેરી ગની પાસસેં ભિક્ષા લેઆવ, બચા આત્મારામ તુમ કાન્તિરામકી સાથ જાના,

આત્મારામ--જેસી ગુરૂ મહારાજકી આજ્ઞા. (જાય છે.)

સ્થળ-તારામતિનો રંગ મ્હેલ.

તારામતી—હાય દાસી. મને આ કુબુધિ કયાં સુજી અરે હાય, સ્વામિનાથ તો જોગી સાથે એ આવ્યા પૃથ્વિ મને મારગ આપ કે હું સમાઇ જાઉં.

તારામતી— ભેખ ઉતારો રાજા ભરથરી એ રાગ. (૪૭)

હાયે પ્રભુ હવે શું કરૂં, સુજે નહી આ વારજી.
નીચ બુધી હું નારીની, કર્યા કુડા વિચારજી.
હાય હરી હવે શું થશે-ટેક.

કાન્તિસેન—શોક હવે તું શાને કરે, દેને ભિક્ષા આ વારજી.
વખત મા'રો વહી જાય છે. જુઠો છે આ સંસારજી.
આપો ભિક્ષા માતા માહયરી-ટેક.

તારામતી—
માતા, માતા, મને શું કરો, હું છું તમારી નારજી.

ભલે સુખે તમે પરવરો; પરથમ કરો મને ઠારજી.
હાય હરી હવે.

**કાન્તિસેન**—તુજને મારીને શું કરૂં, નથી બાંધવાં પાપજી.
કરશો તેવાં ભરશો તમે, અમેજ જપશું જાપજી.
આપો ભિક્ષા.

**તારામતી**—મ્હેર કરો મહારાજા, નારી અજ્ઞાન જાતજી.
ફરી હવે આવું નહીં કરૂં, લજવ્યાં માતને તાતજી.
હાય હરી હવે.

**કાંન્તિસેન**--લીધો ભેખ નહીં છુટશે, કદિ તુટે આકાશજી.
સુખે ફરો તમે મ્હેલમાં, જંગલમાં અમ વાસજી.
આપો ભિક્ષા.

**તારામતી**--
રહીશ નહીં અહીં સ્વામીજી, આવી તમારી સંગજી.
નહીંતો મ્હેલે ફરી પરવરો, રમશું કરનીશ રંગજી.
હાય હરી હવે.

**કાન્તિસેન**—
રંગ સંગ બાજ્ય તાહયરાં, ન લે તેનું અહીં નામજી.
અન્ય વસ્તુમાં સુક આગ તું, ભિક્ષાનું મારે કામજી.
આપો ભિક્ષા.

સાથે લઇ નને શું કરૂં, નહીં નારીનો સંગજી.
કાંશી થાએ આ લોકમાં, જૂવે જોગીના ઢંગજી.
આપો ભિક્ષા.

**તારામતી**—( આત્મારામ તરફ )
ફાડુરે જોગી તારાં તુમડાં, બાળુ ભગવાં તુજ ચીરજી.
મુજ સ્વામીને ભરમાવીઆ, પાપ લે શાને શિરજી.
હાય હરી હવે.

**આત્મારામ**—
હરી ભજો હવે માવડી, નથી અમારો વાંકજી.
ટાળયા તે કોઇના નહી ટળે, ટાંક્યા વિધીએ ટાંકજી,
મ્હેર કરો માતા માહયરી.-ટેક.

**કાંન્તિશેન** —

શાક છોડી દે માતા માહયરી, ખોટી કરે શા માટજી.
સાથી મા'રા અકળાય છે, ગુરૂજી જુવે વાટજી.
આપો ભિક્ષા માતા.

**કાંન્તિસેન**--મૈયા અબ જલ્દિ ભિક્ષા દે દે, નહીં તો મેં જાતા હું.

**તારામતી**—આપુ છું સ્વામિનાથ. દાસી ભિક્ષા જલ્દિ લાવ. ( દાસી ભિક્ષા લાવે છે. તારામતી તે રાજાને આપી મુરછાંગત થાય છે. ) ( રાજા જાય છે )

**સ્થળ**—કુન્દન પુરમાં કમળાની મા વિમળાનો મ્હેલ.

**વિમળા**— રાગ ગોવવજીના સદેશાનો. ( ૪૮ )

વિભુ મ્હારા, હાય, હવે શું કરૂ, પુત્રી મ્હારીની
ના લાગી કાંઇ ભાળ જો,
સોધી, સોધીને થાકી હું સર્વે શેરીઓ, મેળવી પુત્રી
મોલવ આ મુજ ઝાળ જો—વિભુ મ્હારા—ટેક.
હાયે પ્રભુ તેં આ તે અચાનક શું કર્યું, શાં કિધાં
મેં પુર્વે કુડાં કામ જો—વિભુ મહરા.
ચિંન્તા મને અતિ થાય, અરે શું હવે થશે, પરંક
લોચન. રહે ન હૈડે હામજો—વિભુ માહરા.

**આનંદસેન**—( પ્રવેસ કરી ) વ્હાલી હીમ્મત રાખ, હજુ કમળા બહેનની શોધે ગયેલાં માણસો, નિરાશ થઇને પાછાં આવ્યાં નથી ત્યાં સુધી આશા છે કે કોઇ પણ સુભસમાચાર વહેલો મોડો પણ લાવશે. ફકત કનકાવતિ તરફ સોધ કરવા ગયું નથી, ત્યાંના ચક્રવતિ મહારાજા કનકસેનને ખંડણી આપવા હું કાલે જવાનો છું, માટે તે બાજુ પણ હું તપાસ કરતો આવીશ. પ્રિયા હવે કચેરીનો સમીપ સમય થયો છે. માટે રજા આપ.

**વિમળા**—પધારો સ્વામિનાથ. ( જાય છે. )

**સ્થળ**—ભયંકર જંગલ.

**કનક**—અરે ભૂંડા ભાગ્ય, તેં મને રાજ્યાસન શાને આપ્યું, આહા કયાં મારે મૃત્યુ પામવાનો વિચાર, અને કયાં મારે ગાદિએ બેસવું, મારાં વ્હાલાં ભાઈ બહેનને મૃત્યુ પામેલાં મૂકી હું અહિં આવ્યો, પરંતુ તુચ્છ રાજ્યાસન મળ્યું એટલે તે સર્વ વિસરી ગયો, પ્રભુ કૃપાથી ભાઈ તો અચાનક આવી મળ્યો, પરંતુ વ્હાલી બ્હેન તને હું કયાં શોધું? બ્હેન તારા દરસન વિના આ સુખ નકામું છે, બ્હેન તારા વિના મને મુદ્દલ ચેન પડતું નથી.

( નેપથ્ય ) **કમળા**—અરે હાય કોઈ બચાવો,

**કનકસેન**—અરે આ શું! કોઈ સ્ત્રી સહાય માગતી હોય તેમ જણાયછે. ચાલ છુપી રીતે જોઉં તે કોણછે.(જાયછે.)

**સ્થળ**—પર્વતની ગુફા. )

**રાક્ષસ**—પ્રિયા હજુ તાબે થવું છે કે નહિં, તને સમજાવીને થાક્યો પરંતુ તે સર્વ વ્યર્થ, જો તું મારે તાબે ખુશીથી થઈશ તો મારાં અદભુત પિશાચો તારા તાબે રહેશે, તું આ વનની રાણી થઈ મઝા કરીશ. તેમ છતાં નહિ માને તો બળાત્કાર કરતાં સતીતને જીવતી રહેવા દેવાનોનથી.

**કમળા**—દુષ્ટ, શું તું મને એકલી જાણી સતાવે છે? પરંતુ યાદ રાખ કે સતિને ઇશ્વર સદા સહાય કર્યા જાય છે, અને મને પણ તે સહાય કરશેજ.

**રાક્ષસ**—એમ કે, બતાવ તારો ઇશ્વર કયાં છે? ( તેના ઉપર બળાત્કાર કરવા દોડે છે, કમળા દૂર ખસતી જાયછે. )

**કમળા**—રાગ નિર્મળ શત્રુ સળગ રાજ્યપર આજ ચઢી (૪૫)

અરે પ્રભુજી, મુજ ઉપર આ, કેર કાળો શું થાયે છે,
પાપી મારી પુંઠે પડયો છે, પત તારી તો જાયે છે;
પ્રભુ ઉઠોને આ વાર, તમે થાવોને તૈયાર,

જલ્દિ કરો એને હાર, મૃત્યુ પામે છે આ નાર.
હવે ધાઓ મા'રી વહાર, અરે પ્રભુજી મુજ ઉપર આ–ટેક.

**રાક્ષસ**–શુ તું એમ પણ નહિ માને, હમણાં બીજી કોઇ ઉઠાવી લાવું છું, તું તો મરવાને તૈયાર થા૦

**કમળા**–હા, ખુશીથી મારી નાંખ.(રાક્ષસ તલવાર ઉગામેછે.)

**કનક**–( હાથમાં ખુલી તરવાર સહિત આવીને. ) દુષ્ટ અસુર, હમણાંજ તારા કૃત્યનું ફળ તને આપું છું.

**રાક્ષસ**—તારા જેવો કોઈ મુર્ખ નહિ કે મારા સામે બહાદુરી બતાવવા આવ્યો છે, એટલું જોર છે તો થા તૈયાર ને આવ મારા સામો,

**કનક**– ( રાગ ક્ષત્રિ કલંક, કેમ લેશેરે. ) (૫૦)
સુણ દુષ્ટ પિશાચ આ વાર, નિશ્ચે હું તને મારી નાંખુરે.
એક પલકમાં કરૂં તને હાર, અધર્મ આવો કેમ સાંખુરે.
પાપી આચરતાં આવું કુકર્મ, નિશ્ચે તને,
નીચ નાવી તુને, જરી કાંઇ શર્મ, અધર્મ આવો.
મને પ્રગટી છે રોમ રોમ ઝાળ, નિશ્ચે હું તને.
હવે આવી બન્યો જલ્દિ તારો કાળ, અધર્મ આવો.
કર સમશેર તુજ તૈયાર, નિશ્ચે હું તને.
હવે લગાડતો નહિ જરી વાર–અધર્મ આવો.

( સામાસામી લઢે છે, કમળા બીકથી મુર્છાગત થાય છે, કનકની રાક્ષસને તલવાર વાગવાથી રાક્ષસ બેભાન થતી વખતે)

**રાક્ષસ**–ઓ ભાઈ કૃતાસુર તું જલ્દિ આવ, આ શત્રુ મારો પ્રાણ લેશે. ( રાક્ષસ બેભાન થઇ પડે છે. )

**કનકસેન**–(સ્વગત ) રાક્ષસ મુર્છિત થયો છે. માટે હમણાં તેની બેભાન સ્થિતીમાં તેનો પ્રાણ ન લેવો, તે સાવધ થઇ લઢવા આવશે ત્યારે થઇ પડશે, ત્યાં સુધીમાં આ રાજ્ય પુત્રીને સાવધ કરૂં. પણ અરે આ તરફ કોઇ આવતું

હોય તેમ જણાય છે. શું તે રાક્ષસનો ભાઈ તો નહીં હોય, ભલે તે હશે તોપણ શું આપણી તલવાર પાપીઓને કાપવાને ક્યાં તૈયાર નથી. (વિચારીને) અરે હું ભુલું છું, આ તો કોઇ બે જોગી આ તરફ આવતા હોય તેમ જણાય છે. (મોટેથી-) અરે જોગી મહારાજો કૃપા કરીને હમણાં ભયંકર જગાએ પધારશો નહિ, થોડા વખત પછી સર્વે જંગલ તમારૂં જ છે.

( પુષ્પસેન તથા સુંદર જોગી વેશે પ્રવેશ કરે છે. )

**પુષ્પશેન**—પ્રિય મિત્ર. શું આપે મને ન ઓળખ્યો! ત્યારે પુષ્પાવતિ નગરીના પાટવી કુંવરે પુષ્પસેનને તો ઓળખો છો ને ? તે હુંજ ( બંને ભેટે છે. ) પરંતુ જોગી વેશમાં એટલે આપ કેવી રીતે ઓળખો ? આ જંગલમાં થઇને આવતાં બે લુંટારાઓના કબજામાં સપડાએલી આ રાજ્ય બાળાને છોડાવી હું આપને મળવા આવતો હતો તેવામાં આ જગાએ મેં અરેભાઇ કૃત્યાસુર તુ જલ્દિ આવ આ પ્રમાણે ભંયકર ચીસ સાંભળી તેથી શું છે તેની તપાસ કરવાના ઇરાદાથી આ તરફ આવ્યો ( પુષ્પસેન તથા સુંદર ઝોળીમાંથી કાઢી પોત પોતાનાં પહેલાંનાં કપડાં પહેરે છે. ) ( કનક તથા તેનો મિત્ર પુષ્પશેન ભેટે છે. )

**પુષ્પસેન**-તે( રાક્ષસ પડેલો જોવાથી. ) આ શું રાક્ષસ, અને પેલું કોઇ રાજ્યબાળા જેવું કોણ છે?

**કૃત્યાસુર**--( નેપથ્ય ) અરે મારા છતાં મારા ભાઇને આફતમાં લાવનાર કોણ છે? ભાઇ હું આવ્યો છું, હમણાંજ તારા શત્રુનો પ્રાણ લેવા

**બેભાન થઇ પડેલો રાક્ષસ**--( ઉઠીને ) ભાઈ તું ભલે આવ્યો. હવે મને હિંમત આવી. હજુ સુધી મને જીવતો રાખનાર આ રાજ કુમાર જેવો મુર્ખ કોઈ નહીં

તે બહાદુર છે ખરો પરંતુ અમો બે સિંહને આ ત્રણ ચાર સિયાળવાં શું કરનાર છે. ચાલ હવે યમપુરીનો રસ્તો જોવા તૈયાર થા.

**પુષ્પશેન**—પ્રિયમિત્ર ફીકર નહીં. હજુ તેનો ભાઈ તો સામા પર્વત ઉપરથી ઉતરે છે, હું ત્યાંથીજ તેને યમપુરીના રસ્તે વિદાય કરી જલ્દિજ આહીં આવું છું. તેટલા વખતમાં તમે આને ઠેકાણે કરો.

**કનકશેન**—પુષ્પશેન. શાબાશ તમને જલ્દિ જઇને કીર્તી મેળવો મારી જરૂર પડે તો બોલવજો, મિત્રના માટે જીવના જોખમમાં ઉતરનાર મિત્ર કોઈકજ હશે.

**સુંદર**—સ્વામિનાથ હું તમારી સાથે, આવીશ, મને આહીં નહીં ગમે.

**પુષ્પશેન**—પ્રિયા ત્યાં કાંઇ સુખમાં જવાનું નથી ભલે ચાલ આવવું હોય તો.

**સુંદર**—પ્રિતમ, તમારે સુખે સુખી, અને તમારે દુઃખે દુઃખી, ચાલો. ( જાય છે )

**જંગલમાં મંગલ.**

આહીં ધાયલ થયેલા રાક્ષસ સાથે કનકશેન ફરી લઢે છે. તેને ઠાર મારીને મુર્છીત થયેલી કમળા પાસે જઇને.

**કનકશેન**—રાજ્ય પુત્રી, સાવધ થા.

**કમળા**—તમે કોણ.

**કનકશેન**—કહે હું એક ક્ષત્રિપુત્ર શિકારે આવેલો ભુલો પડવાથી આહીં આવી ચઢયો છું, હવે તારે કાંઈ ધાસ્તિ રાખવી નહીં મેં તે રાક્ષસને ઠાર કર્યો છે.

**કમળા**—( સ્વગત ) શું મારા સ્વામિ થવા યોગ્ય રાજ્ય પુત્ર મને અહીંજ મલ્યા. હું મને કેટલી ભાગ્યશાળી સમજુ ? ( પ્રકાશ ) પ્રિતમ, આપનાં દરશન થયે મારી સર્વ ધાસ્તિ દુર થઈ. પ્રાણ નાથ, આપે મારો પ્રાણ બચાવ્યો છે, તો હવે કૃપા કરી આ દિન દાશીને આપની પવિત્ર શેવામાં દાખલ થવા હુકમ આપો.

**કનક**—રાજ્યબાળા તું કયાં રહે છે. તારો પિતા કોણ છે,

**કમળા**--પ્રાણેશ હું કુન્દનપુર રહું છું ત્યાંના રાજા આનંદસેન મારા પિતા થાય, મને રાક્ષસ હરણ કરી ગયો ત્યાર પહેલાં મારી એક દાસીએ મને કહયું હતું કે તેમનો વિચાર મારો સંબંધ આપની સાથેજ જોડવાવાનો હતો એને મારી પણ તેજ ઇચ્છા હતી તે પ્રભુ કૃપાંથી આજે પુર્ણ થઇ.

**કનકશેન**--શું આનંદશેન તારા પિતા થાય તેતો મને આજ કાલમાં ખંડણી ભરવા આવનાર છે, વરસ આખરના દિવસો છે માટે જરૂર થોડા દિવસમાં આવવાજ જોઇએ, સારૂં થયું તેમની સાથેજ તને તારે ત્યાં વિદાય કરીશું. પરંતુ તારા પિતાશ્રીની આજ્ઞા શિવાય તું મને અઘટિત વિશેષણ લગાડી બોલાવે છે. તે બનનાર નથી.

રાગ, મન, મોહનજી મારા, તારા વચન રસીલાં, સુણી
ભુલી ગઇ સુજબાન. ( ૫૧ )

**કમળા**—હવે વ્હાલા અમારા, સુણી ચાળા તમારા, ઝટ
આવોને પ્યારીની પાસ.
હું થઇ છું તમારીજ દાસી, છું બંધાણી પ્રેમનેપાસ,
હવે વ્હાલા અમારા.–ટેક

**સાખી.**

**કનકશેન**—તાત તમારા જાણે તો થાય અતિ ઉતપાત,
કર્મશાસ્ત્ર વિરૂધથી, અણ ઘટતી આ વાત.
માટે એવું તો હું નહીં કરૂં.
**કમળા**---ત્યારે શું હું વિરહે રીબાઇ મરૂં.
**કનકશેન**--તમે માનુની, તજી દોને દિવાની, પુરે
પ્રભુ તામારીજ આશ.

**સાખી**

**કમળા**-વાત મા'રા જાણે ભલે, ઘટિત ઘણું છે એહ;
શાસ્ત્રાનુસાર જાણું હું, મનથી માન્યા જેહ.

**કનક**—( સ્વગત ) આહા સ્ત્રી જાત મોટા, મોટા મુનીનાં મન ચલિત કરે તો હું તે શું વિસાતમાં, મારૂં મન ક્યારનું કબજે રહેતું નહોતું, પરંતુ એકદમ કેમ કહેવાય, હવે મારા ઉપર તેની પુર્ણ મરજી છે, તો તેમ થવા દીઓ.

**કમળા**—પ્યારા; પ્રતિજ્ઞા સાથે હું તમારી થાઉં છું.

**કનક**—રહાલી આવો ત્યારે હું કયાં ના કહું છું, ચાલો રસિલી હમારી, જોઇ સુરત તમારી, કરી કૃપા અતી અવીનાશ.

**કમળા**-હવે વહાલા અમારા, મૂકી ચાળા તમારા ઝટ આવોને પ્યારીની પાસ.

**કનક**--પ્રિયા પુષ્પાવતિ નગરીનો પાટવી કુમાર પુષ્પસેન, આ દુષ્ટ રાક્ષના ભાઇ કૃત્યાસૂરને મારા તરફ આવતો જોઇ તેને મારવા ગયો છે, તેની સાથે પણ કોઇ રાજ્યબાળા છે તેની સાથે તું બેસજે અને હું તે યુદ્ધમાં ભાગ લેવા જઇશ, માટે ત્યાં જઇએ.

**કમળા**-શું પુષ્પસેન અહિં જ છે તે તો મારા કાકાનો દિકરો ભાઇ થાય પ્રાણનાથ, ચાલો ત્યાં જઇએ. (જાય છે.)

**સ્થળ**-ભયંકર જંગલ.

**આનંદશેન**-વહાલી પુત્રી કમળા, હજુ સુધી તારો પત્તો ન લાગ્યો. કનકાવતિ પણ હવે બહુ દુર નથી, આશ મહારાજાને ખંડણી ભરી તે નગરીમાં તારો શોધ કરૂં અરે પણ આ કોઈ રાજ્ય કુમાર સાથે મારી પુત્રી કમળા જેવું કોણ આવતું હશે. ( કમળા તથા કનકસેન પ્રવેશ કરે છે.) વ્હાલી પુત્રી કમળા તું અહીં ક્યાંથી, (ભેટે છે.) (કનકસેનને) મહારાજા, આપ પણ સાથેજ છો કે શું, (ભેટેછે,) આપને કમળા ક્યાંથી મળી તેમને સવિસ્તર હકિકત જણાવવા કૃપા કરશો.

**કનકસેન**–હું શિકારે આવેલો અહિં ભૂલો પડયો ત્યાં તમારી કમળાને મેં રડતી સાંભળી, જઇને જોઉ છું તો કોઈ વિક્રાળ રાક્ષસ તેને સતાવતો હતો, પણ સાબાશ છે તેને કે પ્રાણ જતાં સૂધી પણ પોતાની ટેક છોડી નહીં, આ સઘળું હું ગુપ્ત રીતે જોતો હતો ત્યાંથી તે રાક્ષસને મારી, તમારી પુત્રીને લઇ આ તરફ આવતાં આપ અહીંજ મળ્યા, લ્યો આ તમારી કમળા હવે તમે તેને સંભાળજો.

**કમળા**–[ સ્વગત ] સતિનો ટેક રાખનાર પ્રભુ મારા પિતાજીને તું આ વખતે એવી પ્રેરણા કર કે મારો સંબંધ આની સાથેજ કરાવે.

**આનંદસેન**–મહારાજા, મારી પુત્રીને આ ભયંકર જંગલમાં તમેજ સંભાળી છે, અને હવે પછી પણ સદાને માટે તેની સંભાળ તમને સોંપું છું. મારો વિચાર પ્રથમથીજ તેનો સંબંધ આપની સાથે જોડવાનો હતો, પરંતુ તે દિવસો તમારા શુભ લગ્ન માટે નિર્માણ નહિ હોય તેથીજ આ આફત આવી અને થોડા દિવસનો વિલંબ થયો, પરંતુ ઇશ્વર કૃપાથી આજે મારી ધારણા પૂર્ણ થઇ. હવે નગરમાં જઈ લગ્ન દિવસ નકી કરાવવાનીજ વાર છે.

**કનક**—શિરછત્ર, આપનાં આ વચનો મને પ્રિય લાગે છે. પુષ્પસેન તમારી પુત્રીનું હરણ કરનાર રાક્ષસના ભાઈ કૃત્યાસુરને મારવા ગયો છે, તે હમણાં અહીંજ આવશે. ( સ્વગત ) અરે પુષ્પસેનની સાથે તે રાજ કુંમારી કોણ હશે પુષ્પસેનનાં લગ્ન તો થયાં નથી, શું મા'રી સુંદર બહેન તો ન હોય, અણુસારો તેના જેવોજ છે, પરંતુ તે વખત ગફલતમાં રહેવાનો નહીં હોવાથી મેં તેને ધારીને જોઈ નહીં જો સુંદરનો સોધ તેજ કરી લાવીને કૃત્યાસુરને મારવા ગયો હોય તો તેનો ઉપકાર મા'રા ઉપર થોડો નહીં

એમ હોય તો સુંદરનાં લગ્ન પણ તેની સાથેજ કરૂં તે કાંઇ જેવો તેવો સુરવીર નથી, વિદ્યામાં પણ કુશળ છે. પરંતુ અફસોસ છે કે સર્વે વ્યર્થ, એવો હું કયાંથી ભાગ્ય શાળી હોઉં કે મારી બહેન સુંદર તેની સાથે છે તેજ હોય.

કમળા—પિતાશ્રી, ભાઈ પુષ્પસેન હમણાં અહીંઆ વ-શે, માટે આપણે તેમની રાહ જોતાં અહીંજ બેસો.

( ત્રણે બેસે છે. )

## અંક ચોથો સમાપ્ત.



## અંક ૫ મો.

**સ્થળ**-કૃત્યાસુરને પુષ્પસેનને યુધ થાય છે, તે પર્વતથી થોડે દુરની જગા. ( સુરસેન તથા રસિકા પ્રવેશ કરે છે. )

**રસિકા**--પ્રિતમ, હવે મોટા ભાઇનું કનકાવતિ: કેટલે દુર હશે? મને તો થાક બહુ લાગ્યો છે. માટે આપની ઇચ્છા હોય તો અહીંજ આરામ લઇએ.

**સુરશેન**--પ્રિયા આ જંગલ બહુ ભયંકર છે. પહેલાં મેં સાંભળ્યું હતુ કે આ જગ્યાએ વિક્રાળ રાક્ષસો તથા ભુત પિસાચો વિગેરે રહે છે. પરંતુ મને મારી બહેન સુંદરને સજીવન કરનાર યોગીએ એક મંત્ર આપ્યો છે તેનો ઉપયોગ કરવાથી તેઓ કદિ આ બાજુ આવે તો પણ આપણને સતાવી શકે તેમ નથી. માટે થોડો વખત આરામ લ્યો. ( બેસે છે. )

**કૃત્યાશુર**—( પુષ્પસેનને જીતી શકશે નહીં તેમ જાણીને મોટથી ) અરે માંરાં ભુત પિસાચો. તમે સર્વ આ વખતે કયાં ગયાં! તમારાં હથિયાર લઇ જલ્દિ અહીં આવો, આજ તમોને અહીં ઉજાણી મલશે. ભક્ષ દુર સોધવા જવાની જરૂર નથી. ( ત્રણ તાલીઓ પાડે છે. પર્વત ઉપર તે બંનેનું યુધ ચાલુજ છે. )

**સુરસેન**—વ્હાલી ઉઠ વ્હાલી સાવધા થા. આ ભયંકર અવાજ કયાંથી આવ્યો અને ત્યાં શુ છે તે છુપી રીતે જોઇએ. ( જાય છે. )

**સ્થળ**-પુષ્પસેન અને કૃત્યાસુરને યુદ્ધ થાય છે. તે જગા.

**કૃત્યાસુર**—મારાં સુરવીર પિસાચો તમે ઠીક વખતસર આવી પહોકયાં. ( રસિકાને નજીકની એક ગુફામાં સંતાડીને સુરસેન એકલો આવે છે. )

**સુરશેન**—ઓ નિર્દય અસુરસાથે એમ પણ તેઓને

કહે કે તમારા પ્રાણુ લેવા આ ક્ષત્રિપુત્ર પણ ઠીક વખતસર આવી પહોંક્યો છે. ( પુષ્પસેન પ્રત્યે ) ઓ સુરવીર રાજ્ય કુમાર, તમારે આવતા પિશાચો તરફ ધ્યાન નહીં આપતાં તે દુષ્ટનેજ ઠાર કરવો, હું આલના પિસાચોને તેમની ઉજાણી અહીંજ આપીશ, આ તેઓ આવ્યાં.

**૧ લો પિશાચ**—(પ્રવેશ કરતાં )–અમારા રાજાની શેવામાં હાજર છીએ. શું હુકમ છે.

**સુરશેન**—( તલવાર સહિત ઉભેલો છે. ) તે તમારો રાજા અને હું તમારો મહારાજા છું માટે પ્રથમ મારો હુકમ સાંભળીને અહીં આવો, તમારી મીજબાની અહીંજ પુરી થશે. ( એકદમ પિસાચો ઉપર તુટીપડી સર્વેને મારીનાંખે છે કેટલાંક ભયથી નાશી જાય છે તેમને મારવા સુરશેન તેમની પાછળ પડે છે. અહીં પુષ્પસેન કૃત્યાસુરને મારી, સંતાડી રાખેલ સુંદરને બોલાવે છે. )

આવો કુમ કુમને પગલે આવીજી ડગલે ડગલે. એ રાગ. (પર)

**પુષ્પશેન**— **સુંદર**—

આવો મારી મન હરણી,–પ્રિતમ હું તમને પરણી
વ્હાલી છો મુજને વામા,–સુખકર્તા છું તમ સ્યામા.
પ્રિતે ચુંબુન દ્યો બાળા–હાજર છું છેલ છોગાળા.
શું શાણી મા'રી શરમાવો–છે પુષ્પ ખિલેલાં આવો,
આ આવ્યો લેવા લ્હાવા,–વ્હાલા તમપર મુજ દાવો.
શું રૂપ મનોહર તારૂં,–ચિત ચલિત કરોછો મારૂં.
તુજ વિણુ જગ છે સૌ ખારૂં–તન મન ધન તમપર વારૂં.
કાળ પિશાચ આવવા દઇએ–ચાલો પછી ઝટ જઇએ.

( સુરસેન રસિકાને લઇને પ્રવેશ કરે છે. )

**પુષ્પસેન**—પિશાચનો અંત આણુનાર તમે જલ્દિજ આવ્યા? હમણાંજ અમે તમને સંભારતા હતા, આ સાથે કોણુ લાવ્યા?

**સુરશેન**—તે પિશાચોને મેં સોધી સોધીને ઠાર માર્યા છે, રાક્ષસ અહીંથી છટક્યો કે શું? આ મા'રી સાથે એક રાજ્ય પુત્રી છે, પેલો અસુર ક્યાં?

**પુષ્પસેન**—શુરવીર રાજ્ય કુમાર તે રાક્ષસ છટકવા ફાવ્યો નથી, તેનું શબ થોડે દૂર પડ્યું છે, આ બાજુ મારો એક પ્રિયમિત્ર મારી ફીકર કરતો બેઠો હશે માટે આપણે સર્વે ત્યાંજ જઇ તેને મળીએ. ( પુષ્પસેન અને સુરસેન, તથા સુંદર, અને રસિકા. એક બીજાની આંગળી પકડી વાતો કરતાં કનકસેનની પાસે જાય છે. )

**સ્થળ**--કનક, કમળા, આનંદસેન બેઠાં છે તે
આગલું ભયંકર જંગલ. )

**કનક**—પ્રિય મિત્ર શું તું આવી પોક્યો, તું ન આવ્યો હોત તો હમણાંજ હું તારી પાસે આવવાનો વિચાર કરતો હતો, જોગી વેશમાં આ અબળા તારી સાથે હતી તે કોણછે?

**પુષ્પસેન**-પ્રિયા તારી સવિસ્તર હકિકત આ મારા મિત્રને કહેવામાં કાંઇ શરમ નથી કેમકે તે મા'રાથી મોટા છે, માટે આપણે મોટા ભાઇ બરોબર છે તો તારી સવિસ્તર હકિકત જણાવ.

**સુંદર**—જેવી સ્વામીનાથની આજ્ઞા.

રાગ માઢ. (૫૩)

સુણો રાજા હમારા, હાલ નઠારા શું કહું દુઃખની વાત.
સુરસેન કનક એ ભાઇ મા'રા, ને વિલાસ; હતી મુજ માય,
છુટાં તે સર્વે પડયાં, તેથી અંતર દુઃખ અતિ થાય,
તેથી આંસુની ધારા, વહે ચોધારા, શું કહું દુઃખની વાત-ટેક.
દુઃખી છું હું અભાગણી, ને કયાં હશે મુજ વિર;
હાય, હવે હું શું કરૂં, રહેતી નથી હવે મુને ધીર, તેથી આં.
કાન્તિસેન પિતા મા'રા, ને ચંદ્રાવતિ મુજ ગામ;
દૈવ કોપથી છોડીયું તે, સુંદર મા'રૂં છે નામ-તેથી આંસુની.

**કનક**—કોણ વ્હાલી વ્હેન સુંદર ?

**સુંદર**—(હર્ષથી) મોટા ભાઈ કનકસેન ! (ભેટે છે.) મોટા ભાઇ ત્યાર પછી હું સુરસેનભાઈ સાથે જંગલમાં હતી ત્યાંથી મને બે લુંટારા ઉપાડી ગયા. પછી તેમના કહેવા પ્રમાણે મેં કબુલ નહિ કરવાથી તેઓ મારો પ્રાણ લેવાની તૈયારીમાં હતા તેવામાં આ તમારા પ્રિય મિત્રે આવી મને બચાવી ત્યારથી હું તેમની સાથે......(શરમાઇને નીચું જૂવેછે.)

**કનક**—વ્હેન ઘણું સારૂં થયું મારી પણ તેજ ઇચ્છા હતી. (સ્વગત) આહા સુરસેન અત્યારે અહિં આવે તો હું કેટલો ભાગ્યશાળી. (પુષ્પસેનને) પ્રિય મિત્ર આ રાજ્ય કુમાર તથા રાજ્ય કુમારી તમારી સાથે અહીં આવ્યાં તે કોણછે ?

**પુષ્પસેન**—આપને મળવા અહીં આવવાની ઉતાવળને લીધે તે રાજ્ય કુમાર કોણ છે, તે જાણવાને મને બિલકુલ અવકાશ ત્યાં મળ્યો નહીં, પરંતુ તેમણે પણ મને ત્યાં સારી મદદ કરી હતી. અહો રાજ્યકુમાર તમે કોણ છો ? તથા ક્યાંથી આવો છો ?

**સુરસેન**—મોટા ભાઇ શું તમે આ સુરસેનને ન ઓળખ્યો.

**કનક**—આહા પ્રિય ભાઈ, આ તે સ્વપ્ન છે કે સાચું ? (ભેટે છે.)

**સુરશેન**—(હશીને) સુરસેન ભાઇ, આમ આવો, શું આ વ્હેનની ખબર તો નહીંજ હશે કે, તમે તો વ્હેનને શોધવા નિકળેલા ત્યાંથી આ મારી ભાભી લાવ્યા કે શું !(ભેટેછે)

**સુરશેન**—વ્હેન, મારો શું વાંક, મોટા ભાઇએ......

**કનક**—ભાઇ ઇશ્વરની ગતી ન્યારી છે, આજે તો આપણે જંગલમાં મંગલ છે. માટે ઇશ્વર સ્તુતિ કરીએ. ત્યાર પછી કનકાવતી જઇશું.

**કનક**—કમળા, સુરશેન, રસિકા, પુષ્પસેન, સુંદર, આનંદશેન સ્તુતિ કરે છે— રાગ નમું પદે ગીરજા પતિને. (૫૪)

એ રાગને મળતો.

નમું નમું શિવ શંભુ તને, નમું નમું શિવ શંભુ તને.

પ્રેમે વંદું દિન દયાળુ, સ્વામિ ભોળાનાથ,
દુઃખ કાપ્યું, સુખ આપ્યું, પ્રભુ તેં અમને-નમું નમું-ટેક.
માનું તુંજ ઉપકાર, આજે થયો જય જયકાર,
પ્રભુ કીધી અમવાર, વંદુ તુંજ પદને—નમું નમું.
છીએ અમે તારા બાળ, વિભુ લીધી તેં સંભાળ.
થયો રાક્ષસોનો કાળ, દેજે ભક્તિ મને. ( જાય છે. )

સ્થળ.

( સર્વે સખિઓ સાથે સુંદર, રસિકા, અને કમળા કનકાવતીથી થોડે દૂર આવેલા અંબિકાંના દરશન કરવા આવે છે. માતાનાં દરસન કરી આવીને. )

**કમળા**—સુંદરબા, ચાલો એક ગરબી ગાઇએ.

**રસિકા**—હા બા, ચાલો.

( રાગ શખી પડવે તે પંથે ચાલ્યારે.) (૫૫)

**કમળા, રસિકા સુંદર**—

નમું અંબે માત, આનંદકારીરે, અભિવંદન લેજો સ્વિકારીરે,
આરાસુરની અતિ બલિહારી, નમું અંબે માત—ટેક.
દિન દાસનાં દુઃખ કાપોરે, કરી કૃપા શાન્તિ સુખ આપોરે,—
પ્રિતે શેવક કરીને થાપો, નમું અંબે માત—
ભવસાગરથી સહુ તાર્યારે, એવા ઘણા ભકતો તમે તાર્યારે,
તે માટે અસુરોને માર્યા, નમું અંબે માત—
માજી આજે આનંદમાં કહીએરે, ગુણ તમારા નિશદિન ગઇએરે,
થયો વખત, રજા અમે લઇએ, નમું અંબે માત, આનંદકારીરે.
જતા ભિન્ન થાયે છે મંનરે, નથી ગમનાં અમ ભાવનરે,
વળી આવીશું આવતા દન, નમું અંબે માત— ( જાય છે. )

**સ્થળ**—કનકાવતીની પાસેના જંગલમાં જોગીની જમાત.

**કાંન્તિસેન**—( સ્વગત )—આહા, મને એક વટેમાર્ગુએ કહ્યું કે આ કનકાવતિના રાજાનું નામ કનકસેન છે! શું તે મારા નિર્દોશ બાળકનો નહિ હોય? પરંતુ ગુરૂ મહારાજની

આજ્ઞા સિવાય માંરાથી ત્યાં કેમ જવાય, અમારે સમાધિ લગાવવા જવાનો પર્વત અહીંથી થોડે દૂર છે, માટે આજે અહીં મુકામ થાય તો કનકાવતીમાં ભિક્ષા લેવા જવું પડે, તેમ થાય તો હું ગુરૂ મહારાજની આજ્ઞા લઇ, મારાં નિર્દોશ બાલકો અહીં હોય તો તેમની માફી માગી આવું, પછી મારૂ ચિત સંસારમાં બિલકુલ રહે નહિ.

**ગુરૂજી**—બચ્ચા કાન્તિરામ, તુમ યે નગરમેં જાય કે રાજા કે વ્હાંસે ભિક્ષા લે આવ, ફીર આપન યહાંસે કલ ચલેંગે.

**કાન્તિસેન**—જેવી આજ્ઞા મહારાજ. (સ્વગત) હવે શંકા દૂર થશે. (જાય છે.)

**સ્થળ—કનકસેનનો મ્હેલ.**

**કનકસેન**—ભાઈ સુરસેન, આપણી ચંદ્રાવતિમાં શું થાય છે તે આપણને ઘણા વર્ષથી માલૂમ નથી, નિષ્કપટી દીલના પૂજ્ય પિતાશ્રી સુખી છે કે દુઃખી તે જાણવા માટે છુપી રીતે મારો ચંદ્રાવતિ જવાનો વિચાર છે, બોલ તારો શું વિચારછે!

**સુરસેન**—વડીલ ભ્રાતા, ઘણો સારો વિચાર, આપની આજ્ઞા હોય તો હું પણ આવવા તૈયાર થાઉં, અહીં, પુષ્પસેન દેખરેખ રાખશે.

**પુષ્પસેન**—હું પણ તમારી સાથેજ આવીશ.

**કાન્તિસેન**—( પ્રવેશ કરીને ) અલાલેક, નિરંજન.

( સર્વ પ્રણામ કરે છે. )

**કનસેન**—( પ્રણામ કરીને )—મહારાજ.

રાગ કવિત. ( પદ )

તારેકી જોતમેં ચંદ્ર છુપે નહીં, સુર્ય છુપે નહી બાદલ છાયા,
રાહપડે રજપુત છુપે નહીં, દાતા છુપે નહી માગન આયા.
ચંચલ નારીકો નેન છુપે નહીં, પ્રિત છુપે નહી પુઠ દેખાવે.
કહે દિનદાસ, સુણો મહારાજ, કર્મ છુપે નહીં ભભુત લગાવે.

માટે મહારાજ, આપે ભભુત લગાવી છે ખરી પરંતુ આપના મુખારવિંદનું તેજ તેથી ઢંકાઇ ગયું નથી, આપ

કોઇ રાજ્યવંશી જણાવ છો, તો આપ કોણ છો તે જણાવા કૃપા કરશો.

**કાન્તિશેન**—દેખ બચા મેં ભી એક બખત તેરે જેસા રાજા થા ઓર ચંદ્રાવતી નગરીકા મેરા નામ કાન્તિસેન હૈ.

**કનક**—કોણ પુજ્ય પિતાશ્રી ( ભેટે છે. )

**સુરસેન**--પિતાજી આ દિનદાસ સુરસેનને તો ભુલીજ જશો કે? ( ભેટે છે )

**કાંન્તિસેન**--ભાઇ સુરસેન તારી સાથે આ રાજ્ય કુમાર કોણ છે?

**કનકશેન**--પિતાશ્રી તે મારો પ્રિયમિત્ર છે અને મને સોધવા આવતાં રસ્તામાં સુંદર બ્હેનને લુંટારાના હાથથી તેમણે બચાવી ત્યારથી મેં તેમનો સંબંધ બહેન સાથે કર્યો છે. અને તે બ્હેનની ઇચ્છાથી.

**કાન્તિસેન**--ભાઇ તેં જે યોગ્ય હશે તેજ કર્યું હશે ક્યાં છે બ્હેન સુંદર!

**કનકસેન**--પિતાશ્રી સુંદર બ્હેન તેની બંને ભાભીઓ સાથે અંબિકાનાં દરશન કરવા ગયાં છે, આ તેઓ આવ્યાં.

**કાન્તિશેન** —( સ્વગત )—આમાં સુંદર કોણ હશે?

**સુરસેન**—બ્હેન સુંદર આ આપણા પુજ્ય પિતાશ્રીને ઓળખ્યા કે નહીં,

**સુંદર**--ભાઇ તારી તો હસવાની ટેવ ન ગઇ.

**કાંન્તિસેન**—બ્હેન સુંદર હસવાનું ના હોય હુંજ તમારો કૃતઘ્નિ પિતા.

**સુંદર**--આપ અહીં ક્યાંથી, જોગી વેષે! (ભેટે છે.)

**કમળા તથા રસિક**—પિતાશ્રી નમન કરૂં છું,

**કાન્તિસેન**—સૌભાગ્ય વધો ભાઇ કનક હવે મને જલદિ ભિક્ષા આપ કે હું મારી જમાતમાં જઇ ગુરૂજીને મળુ તે મારી રાહ જોતા હશે.

**કનક**—પિતાશ્રી એમ કેમ બને, હવે કેમ જવા દેવાય.

**શુરસેન**--પિતાશ્રી શું તમે જંગલમાં જાવ એને અમે અહીં રહીશું?

શુંદર--જાશે જવું હોય તો, અમે સાથે આવવાનાં.

કાન્તિસેન—ભાઈ કનક, તું મોટો તથા સમજુ છે, મેં ભેખ લીધો છે તે ઉતારવાનો નહીં, માટે તું સુરસેન તથા સુંદરને સમજાવ કે તે મને અટકાવ ન કરે, તમોને પ્રભુ કૃપાથી રાજ્ય પ્રાપ્ત થયાં છે, માટે મારા વિચાર પ્રમાણે ચંદ્રાવતિનું રાજ્ય પુષ્પસેનને સોંપવું, સુંદર ત્યાં રહેશે.

કનકસેન--પિતાશ્રી મારી પણ તેજ ઇચ્છા હતી.

પિતાજી આ કોપ તમે શો કર્યો એ રાગ. (૫૭)

કનકસેન--પિતાજી સુણોને, તમે મારી વાત.
જાજો પ્રભુ ભજવા, છીએ રળીઆત;
બીજો શુભ દિન, નથી એવો કોઈ,
સુખેથી જાજો, રહીશું એમેજ રોઈ.

સુરશેન-નહિ ચિંન્તા રાખો, બીજો કોઇ દામ,
જઇ કરજો રીત, તમારૂંજ કામ.
હરી ભજવામાં, ધરો મોટી હામ;
સુખે પિતા ભજો, તમે રામ રામ.

શુંદર—પિતાજી પધારો, સુખેથી તમો,
નહીં કરીએ, અટકાવ અમો.
પ્રભુ ભજી સોધો, તમે સતસાર.
તરી જાવ જલ્દિ, આ જુઠો સંસાર.

કમળા તથા રસિકા-- રાગ સદર.
સસરાજી સાધુ, થયા તમે શું.
સેવા તમ કરવા, ઇચ્છા રાખું છું.
દયાળુ તમે છો, કર્યો ઉપકાર.
ન વાળ્યો બદલો, છે અમોને ધિક્કાર.

પુષ્પસેન—પુજ્ય, આપને જવાનો આગ્રહ છે તો આપના આત્માનું કલ્યાણ કરવા સુખેથી પધારજો.

કનકસેન—પિતાશ્રી આપને બદલો વાળવાનો વખત

અમને બિલકુલ મળ્યો નથી તો અમો દિનદાસને માફ કરશો, કૃપા કરી આપે અમને દરશન દીધાં જેથી અમો કૃતાર્થ થયાં.

( સર્વ પુજા કરી નમન કરે છે. )

રાગ ગજલને મળતો.

જય જોગીરાજ શિરતાજ સુધર્યાં કાજ.
તમ પ્રતાપે વિઘ્ન હઠવાં, મળ્યુ સકળ સમાજ.
સુખથયું, દુખગયું, રાખી પ્રભુએ લાજ.
કરજોડી કરિએ વિનતી, કૃપા કરો શિરતાજ.

**કાંન્તિસેન**--બચા, દેખો તુમ દિલગીર મત હોના, અબ મેંતો યે જીવકા કલ્યાણ કરને કું જાતાહું, ઇસલીયે દિલગીરી છોડકે હમકુ ખુશીસેં રજા દેદો,

**કનક**-પિતાશ્રી આપનો એમજ વિચાર છે તો ખુશીથી પધારજો. પરંતુ થોડા દિવસ આપના ગુરૂ મહારાજ તથા સર્વ જમાત સહિત આ નગ્રમાં રહેવાની કૃપા કરવી પડશે. આપના ગુરૂજીને આ પ્રમાણે વિનંતી કરવા હું આપની સાથે આવીશ ( જાય છે. )

સ્થળ-રંગ મંડપ.

**સર્વ પાત્રો**- રાગ કલ્યાણ, ( ૫૯ )

સર્વે સભાજનો, ઉપકાર આપનો પધારીને કૃપા કરી
સ્વધર્મો સજનો.
ખેલ ભજ્યો આ પુર્ણ પ્રિતીથી, કહુંછું આણીવાર,
ભુલ ચુકની માફી આપી લેજો તત્વસાર. સર્વ સભાજનો ટેક.
સ્વદેશહિત આદરિઓ, અમોએ આ ખેલ.
પ્રભુ કૃપાથીપુર્ણ થયો, થઇ રંગની રેલમ છેલ. સર્વ સભાજનો.

**સમાપ્ત.**

# સૂચના.

૧ કોઇ પણ કંપનીને આ ખેલ ભજવવા વિચાર હોય તો મેનેજરે કર્તાને રૂબરૂમાં મળવું અગર પત્રથી ખુલાસો.

૨ જેઓ સાહેબોને આ ચોપડી જોઇએ તેઓએ કર્તા પાસેથી રોકડી કિંમતે મંગાવી લેવી.

૩ બહાર ગામના ગ્રાહકોને ટપાલ ખર્ચ તેમના શિરછે.

૪. સામટી નકલ ખરીદનારને ૩ સૂચના લાગુ નથી પડતી.

૫. નોટપેડ પત્ર લેવામાં આવશે નહિ, રીપ્લાય કાર્ડથી જવાબ મંગાવવો.

૬. સામટી નકલ ખરીદનારને ટપાલ ખર્ચ માફ ઉપરાંત ૧૨ નકલે ૧ નકલ મફત મલશે.

૭. ૧૦૦ થી વધારે સામટી નકલ ખરીદનારને વેહેપારીને આ ચોપડી કીફાયત ભાવથી આપવામાં આવશે.

કર્તા,

**મ્હેતા ડાહ્યાભાઇ છોટાલાલ.**

**મુ. ધોળકા, ઠે. ખારી કુઇમાં.**

## અગાઉ ગ્રાહક થઈ આશ્રય આપનાર

## સદ્‌ગૃહસ્થોની યાદી.

| નામ. | ગામ. | નકલ. |
|---|---|---|
| રા. રા. શેઠ કૃષ્ણદાસ કાળીદાસ; | ધોલકા. | ૪ |
| ,, ચોકશી મોહનલાલ છગનલાલ | ,, | ૧ |
| ,, શાહ. શંકરલાલ નારણદાસ | ,, | ૧ |
| ,, શાહ મણીલાલ છોટાલાલ | ,, | ૧ |
| ,, શાહ હરીલાલ બાપુજી | ,, | ૧ |
| ,, શાહ મોહન રણછોડ | ,, | ૧ |
| ,, સાંકલચંદ છગનલાલ કલાર્ક | ,, | ૧ |
| ,, માણેકલાલ ગવરીશંકર પોસ્ટમેન | ,, | ૧ |
| ,, ચોકશી કેશવલાલ ત્રંભોવનદાસ | ,, | ૧ |
| ,, રણછોડલાલ જગન્નાથ—તલાટી | ,, | ૧ |
| ,, ત્રવાડી શંભુલાલ હરીલાલ નાકાદાર | ,, | ૧ |
| ,, ઘાંચી નરોતમ દાળજી | ,, | ૧ |
| ,, કેશવલાલ નારાયણ | ,, | ૧ |
| ,, કાછીઆ ધુડા મોરાર | ,, | ૧ |
| ,, ઘડીઆળી ઉમીયાશંકર છગનલાલ | ,, | ૧ |
| ,, માધવલાલ નરભેરામ | ,, | ૧ |
| ,, જોશી નાથાલાલ છગનલાલ | ,, | ૧ |
| ,, નાગરદાસ કૃષ્ણરામ | ,, | ૧ |
| ,, શાહ માણેકલાલ નાનાલાલ | ,, | ૧ |
| ,, સોની ધુડા વિઠ્ઠલ | ,, | ૧ |
| ,, શાહ સુખલાલ કરસનદાસ | ,, | ૧ |
| ,, માણેકલાલ છગનલાલ | ,, | ૧ |
| ,, શાહ પોપટલાલ ખુશાલદાસ | ,, | ૧ |
| ,, જોશી દયાશંકરઉમીયાશંકર | ,, | ૧ |
| ,, ગોર લીલાધર, ભીખાભાઇ | સોજીત્રા. | ૧ |

| નામ. | ગામ. | નકલ. |
|---|---|---|
| ,, પટેલ પરભુભાઇ [illegible]રજીભાઇ માસ્તર | ધોળકા. | ૧ |
| ,, મણીઆર અબદુલ કાદર રસુલભાઇ | ,, | ૧ |
| ,, ભાઇચંદ, હરગોવન શેઠ તલાટી | ,, | ૧ |
| ,, પટેલ જ[illegible]લાલ મોતીલાલ | ,, | ૧ |
| ,, રાવળ [illegible]આશંકર જેઠાલાલ | ,, | ૧ |
| ,, ઉમીયાશંકર છગનલાલ ફોટોગ્રાફર બોમ્બેવાળા એન્ડ કો. | ,, | ૧ |
| ,, છોટમલાલ છગનલાલ પબ્લીક વકતા | ,, | ૧ |
| ,, મ્હેતા હરીલાલ જગન્નાથ માસ્તર. | ,, | ૧ |
| ,, બારોટ પ્રહલાદ રામશંકરજી પોસ્ટમેન | ,, | ૧ |
| ,, શાહ મોતીલાલ બી[illegible]જી | ,, | ૧ |
| ,, ભટ ત[illegible]પીશંકર હરીલાલ | ,, | ૧ |
| દવે દયાશંકર બેચરલાલ | ,, | ૧ |
| વ્યાસ ત્રીકમલાલ છોટાલાલ શેઠ | ,, | ૧ |
| શંકરલાલ ત્રીકમલાલ, દેસાઇ, શ્રી કારકુન ધોલકા કોર્ટ | ,, | ૧ |
| ,, મ્હેતા કૃષ્ણશંકર પ્રભાશંકર | ,, | ૧ |
| ,, મણીલાલ બાપાલાલ, સેકન્ડ ગાર્ડ આબુરોડ | ,, | ૧ |
| ,, મણીલાલ છગનલાલ | ,, | ૧ |
| ,, કુબેરભાઇ કલ્યાણભાઇ | ,, | ૧ |
| ,, મણીલાલ [illegible]ટાલાલ | ,, | ૧ |
| ,, ચીમનલાલ ગીરજાશંકર | ,, | ૧ |
| ,, વ્યાસ કેશવલાલ દયાશંકર | ,, | ૧ |
| ,, મેહેતા મોતીલાલ મહાશંકર | ,, | ૧ |
| ,, હીરાલાલ મયાશંકર, ઉતેળીઆ દરબારશ્રીના એજન્ટ | ,, | ૧ |
| ,, મ્હેતા નાથાલાલ ચકુભાઇ નાકાદાર | ,, | ૧ |
| ,, જોશી મણીલાલ હરીશંકર | ,, | ૧ |

| નામ. | | ગામ. | નકલ. |
|---|---|---|---|
| ,, બઇલાલ કહાનજી ઠકર | | ,, | ૧ |
| ,, માણેકલાલ ગવરીશંકર | | ,, | ૧ |
| ,, પટેલ દેસાઇ ભવાનદાસ | | મફલેપર | ૫ |
| ,, કુંભાર ગાંડાભાઇ ગોવિન્દલાલ | | ધોળકા. | ૧ |
| ,, વ્યાસ કૃષ્ણલાલ કાળીદાસ | | ,, | ૧ |
| ,, ભટ દલપતરામ ડાહ્યાભાઇ | | ,, | ૧ |
| ,, વૈદરાજ ગીરધરલાલ કહાનજી | | ,, | ૧ |
| ,, ચંદુલાલ ચુનીલાલ | | ,, | ૧ |
| ,, શાહ સતીલાલ નાથાલાલ | | ,, | ૧ |
| ,, મેમણ જુસબ ઇસાભાઇ અત્તરવાળા | | ,, | ૧ |
| તાલુકદાર મેહેરબાન દાદા સાહેબ વલીમહમદખાનજી સાહેબ | | ધોળકા | ૧ |
| ઉકામીયાં નથુમીયાં | કમુવાડા | ,, | ૧ |
| ઉમરમીયાં બડુમીયાં | કમુવાડા | ,, | ૧ |
| ડોસુભાઇ સરદારભાઇ | કમુવાડા | ,, | ૧ |
| મહેફુરખાં ખાંસાહેબ | કમુવાડા | ,, | ૧ |
| હસનાનખાં મહમદખાં | કમુવાડા | ,, | ૧ |
| મેહેરબાન હેડ માસ્તર ગીરજાલાલ બાપાલાલ | | ,, | ૧ |
| લાખીઆ એંગ્લો વર્નાક્યુલર સ્કુલ | | ધોળકા. | ૧ |
| ,, પોપટલાલ મગનલાલ, ડાક્ટર સાહેબ ઓરસદ ડીસ્પેનસરી | | ,, | ૧ |
| ,, પ્રભાશંકર મગનલાલ કંપાઉન્ડર સાણંદ ડીસ્પેન્સરી | | ,, | ૧ |
| ,, પટેલ કલ્યાણજી ડોસાભાઇ જેતલપુરવાળા | | ,, | ૨ |
| ,, જગજીવન લલુભાઇ ચલોડાવાળા | | ,, | ૧ |
| ,, કરૂણાશંકર હરસુખરામ પીપળી | | ,, | ૧ |
| ,, મોતીલાલ મગનલાલ, રાવળ | | ,, | ૧ |